Reg. No. B. 1442

# श्रीमाळी शुभेच्छक.

सत्यंवद । धर्मंचर स्वाध्यायान्माप्रमदः । उपनिषद्
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ श्री. भ. गीता.

वर्ष ५ मुं.] फेब्रुआरी-१९२४. [अंक २ जो.

વિષયાનુક્રમણિકા.



तन्त्री अने प्रकाशक
त्र्यंबकलाल शिवशंकर त्रिवेदी, एम. ए.
[illegible], ४१०३-०९—अमदावाद.

ज्ञानमन्दिर प्रीन्टींग प्रेसमां केशवराय अमृतराये छाप्युं.
वाघेश्वरीनी पोळ, रायपुर—अमदावाद.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छत्यशुभं यः स्वपरस्य नित्यं कुर्वन्त्यशुभं कुलदेवी तस्य।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाली शुभेच्छक इच्छतीत्थम्॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સૂત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. रा. म. अयाची)

પુ. ૫ મું.] ફેબ્રુઆરી-૧૯૨૪ [અંક ૨

## अमे सहु काठियावाडी.



(ગઝલ)

અમે સહુ કાઠિયાવાડી, મીઠી મમતાળુ અમ માડી;
અમર સૌરાષ્ટ્ર ફુલવાડી, અમે સહુ કાઠિયાવાડી.
અમે તો સોરઠી સિંહો, મહદ્ ગિરનાર શૃંગેથી;
ઉછળીએ આભમાં ત્રાડી, અમે સહુ કાઠિયાવાડી.
જનની જશના વિજય પોતે, ધરી દિક્પાલ ડોલરીએ;
વગાડી ડિંડિમો દાડી, અમે સહુ કાઠિયાવાડી.
સુદર્શન ચક્રની ચોફેર, અમારે આડી વાડી છે;
શકે પછી કોણ રંજાડી? અમે સહુ કાઠિયાવાડી.
અરિ બાંકા પડે શિર, ધડ લડે સમરાંગણે ભડનાં;
વીરત્વરંગને નાડી, અમે સહુ કાઠિયાવાડી.
અમારી સ્વર્ગ ભૂમિ એ, અમારી આદ્ય ઇશ્વરી એ;
સ્તવીએ સ્નેહથી માડી, અમે સહુ કાઠિયાવાડી.

રાજકોટ } ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

# પ્રાસંગિક નોંધ અને ચર્ચા.

આહકોને વિનંતિ:—ગત માસમાં શ્રીમાળી શુભેચ્છકનાં નવાં ગ્રાહકો મેળવી આપવા માટે તથા જે ગ્રાહકો ચાલુ હોય તેમને ચાલુ રહેવા માટે અમે વિનંતિ કરી હતી. અમારી એવી વિનંતિ હોવા છતાં જે ગ્રાહકો ચાલુ રહેવા ઇચ્છિતા ન હોય તેમને અગાઉથી અમોને તેમની ઇચ્છા દર્શાવવા માટે અમે વિનંતિ કરી હતી. તે અનુસાર કેટલાક ગ્રાહકોએ પોતાની ચાલુ નહિં રહેવા બાબતની ઇચ્છા અમોને અગાઉથી દર્શાવી છે. ગ્રાહક તરિકે બંધ થનાર ઘણા ખરા ગ્રાહકોએ બંધ કરવાના કારણમાં માસિકની અનિયમિતતા દર્શાવી હતી. માસિક નિયમિત બ્હાર પાડવા માટે અમે ઘણોજ પ્રયાસ કરીએ છીએ. કોઇ કોઇ માસમાં તે સ્હેજ મોડું બ્હાર પડે છે તે ખરૂં છે. પરંતુ દરેક માસની ૧૫ મી કે ૧૭ મી તારીખથી વધુ મોડું માસીક બ્હાર પડયાનું હજુ સુધી અમારા જાણવામાં નથી. જે વખતે કોઇ કારણસર બે માસનો સંયુક્ત અંક બ્હાર પાડયો હોય તે વાત જુદી બાકી સામાન્ય રીતે પ્રત્યેક માસની પંદરમી તારીખની અંદર તો માસીક બ્હાર પડી જાય છે. આવી પાંચ દસ દિવસની અનિયમિતતા કેટલીકવાર છાપખાનાવાળા તથા બાંધનાર તથા વાળનારની ઢીલને આભારી છે. બીજી જ્ઞાતિનાં માસિકો તેમજ સાહિત્ય કળા વગેરેનાં ખીજાં સામાન્ય માસીકો કરતાં શ્રીમાળી શુભેચ્છક વધારે નિયમિત રીતે બ્હાર પડે છે તેવું અમારે કહ્યા વિના ચાલતું નથી. છતાં અમારી પાંચ પંદર દિવસ માસિક અનિયમિત થવાની ત્રુટી અમારે કબુલ કરવીજ જોઇએ અને એ ત્રુટીને પહોંચી વળવા માટે અમે સતત મથ્યા પણ કરીએ છીએ, અને માસિક વધારે નિયમિત રીતે બ્હાર પડશે એવી અમે આશા રાખીએ છીએ. કોઇ ગ્રાહકોને દરેક માસની પંદરમી તારીખ સુધીમાં માસીક ન મળ્યું હોય તો તે પોસ્ટમાં ગેરવલ્લે ગયું જાણી તેમણે તુરત અમારી પાસેથી બીજી પ્રત મંગાવી લેવી, જેથી તેમને અસંતોષનું કારણ ન રહે. જે ગૃહસ્થોએ અમોને વી. પી. વગેરે કરવાની તકલીફ પડે છે તે માટે પણ, અમારી તે તકલીફ બચાવવા માટે, બંધ થવાનો વિવેક દર્શાવ્યો છે. તેમના એ વિવેકને માટે અમે આભાર માનીએ છીએ પરંતુ જો તેમણે અમોને એ તકલીફ ચાલુ

રાખી હોત બદલે એક બે નવાં ગ્રાહકો પ્રાપ્ત કરી આપી અમોને એટલી વધારે તકલીફ આપી હોત તો અમે તેમનો એથી પણ વિશેષ આભાર માનત.

અમુક કારણથી કોઇ પણ ગ્રાહક બંધ થવા ઇચ્છતા હોય તેવું અમે માની શકતા નથી અને તેવું કારણ કોઇ વખતે અમોને કોઈ તરફથી દર્શાવવામાં પણ આવ્યું નથી. વાર્ષિક રૂ. દોઢ લવાજમનો એટલે રોજની માત્ર એક પાઇ થઇ અને મહિનાના માત્ર બે આના થયા. મહિને બે આના જેટલો લાભ પણ જો જ્ઞાતિજનો જ્ઞાતિના માસિકોમાં જોઈ ન શકે તે જ્ઞાતિજનોના જ્ઞાતિ અભિમાન કે જ્ઞાતિભાવ માટે શું કલ્પના કરવી? સાધારણમાં સાધારણ સ્થિતિનો માણસ પણ જો થોડું ઘણું જ્ઞાતિ અભિમાન તેનામાં હોય, જો થોડી ઘણી જ્ઞાતિભાવના તેનામાં હોય, તો વાર્ષિક રૂ. દોઢ અથવા રોજની એક પાઇ જેટલું ખર્ચ કરવાને જરૂર લલચાય. આપણી રોજની એક પાઈ તો ઘણીએ ગેરવ્યયમાં જતી હશે. તેવી એક પાઇનો વ્યય જ્ઞાતિના માસિક ખાતે કરવો પડે તો તે ગેરવ્યય નહિં પરંતુ સદ્વ્યયજ થયો ગણાવો જોઇએ. તેટલો લાભ તો જ્ઞાતિમાસિકોને ગ્રાહક તરફથી થાય તે ઇચ્છવા જેવી વાત છે. જ્ઞાતિભાવનું તે એક દૃશ્ય પ્રમાણ કે ચિહ્ન છે. અમે અમારા સુજ્ઞ કદરદાન ગ્રાહકોને આ વાત અન્ય જ્ઞાતિજનોના હૃદયમાં ઠસાવવાનો પ્રયત્ન કરવા તથા ગતમાસમાં મોકલેલાં કાર્ડોમાં નવાં ગ્રાહકો મેળવી તેમના નામ અમોને લખી જણાવવા વિનંતિ છે. આ વખતના અંક સાથે પણ તેવાં કાર્ડો સામેલ રાખવામાં આવ્યાં છે અને તેમાં નવાં ગ્રાહકો મેળવી તેમનાં નામ ઠામ લખી જણાવવાની દરેક સુજ્ઞ ગ્રાહક પોતાની ફરજ સમજશે એવી અમે આશા રાખીએ છીએ.

કેટલાક ખુલાસાઃ—બેએક માસ ઉપર શ્રીમાળી અભ્યુદયના અંકમાં એક ગૃહસ્થે પરિષદના પ્રથમ ઠરાવને અનુસરીને નીમાએલી કમીટીના કાર્ય બાબત જાહેર ખુલાસો માગ્યો હતો. પરિષદના ઠરાવ અનુસાર તે કમીટી જ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધિને અર્થે સારા માઠા પ્રસંગે જ્ઞાતિમાં કેળવણી માટે મદદ માગી ફંડ એકત્ર કરવા માટે નીમવામાં આવી હતી. પરિષદનો ઉદ્દેશ સ્પષ્ટ હતો કે જ્ઞાતિમાં છૂટાછવાયા વિદ્યાવૃદ્ધિ અર્થે પ્રયાસ થયા કરે છે પરંતુ એકે એવી મધ્યસ્થ સંસ્થા નથી કે જેમાંથી જ્ઞાતિ વિદ્યાર્થીઓને સંગીન લાભ મળી શકે. તેટલા માટે એક એવું કેંદ્રસ્થ સ્થાન સ્થાપવું કે

જેમાંથી જ્ઞાતિમાં ઉચા પ્રકારની કેળવણી અર્થે મદદ કરી શકાય. એ ઠરાવ થયાને એક વર્ષ વીતિ ગયું છે. અને સદરહુ કમીટી તરફથી તે દિશામાં કાંઈ કાર્ય થઈ શક્યું નથી. માત્ર વઢવાણમાંથી છોટાલાલ પિતાંબરદાસ વકીલને ત્યાં લગ્ન પ્રસંગ હતો તે પ્રસંગે રૂા. ૨૦) સ્થાનિક ઉપયોગ માટે રાખી રૂા. ૨૦) પરિષદ્‌ની કમીટીને મોકલવામાં આવ્યા હતા. તે એકજ દાખલા સિવાય બીજો કોઈ એવો પ્રયાસ થયો નથી. પરિષદ્‌નો પ્રથમ ઠરાવ એવો હતો કે જો પરિષદ્‌ની સ્થાનિક સમિતિઓ સ્થપાય તોજ માત્ર તે દ્વારા તે ઠરાવમાં જણાવેલી દિશામાં પ્રવૃત્તિ થઈ શકે. તેથી પરિષદ્‌ના મંત્રીઓ તથા સંચાલકો તરફથી પ્રથમ પરિષદ્‌ના સભાસદો બનાવવા માટે અને સ્થાનિક મંડળો સ્થાપવા માટે પ્રયાસ ચાલુ કરવામાં આવ્યો હતો. પ્રયાસનું પરિણામ કેટલું નિરુત્સાહજનક આવ્યું છે તે છેલ્લા બ્હાર પડેલા પરિષદ્‌ના સભાસદના લીસ્ટ અને સ્થાનિક મંડળોના હેવાલ ઉપરથી જ્ઞાતિજનોના જાણવામાં આવી ગયું હશે. જો હજુ પણ સ્થાનિક મંડળો સ્થપાય તો સદરહુ પહેલા ઠરાવમાં દર્શાવેલી પ્રવૃત્તિ શરૂ થઇ શકે.

તે ઉપરાંત બીજી મુદ્દાની વાત એ છે કે એ ઠરાવનો મુખ્ય ઉદ્દેશ જ્ઞાતિમાં એક કેન્દ્રસ્થ ફંડ ઉભું કરવાનો હતો. અત્યારે જ્ઞાતિમાં કેળવણી માટે મદદનું સાધન પૂરૂં પાડવાના પ્રયાસો જુદી જુદી રીતે થઇ રહ્યા છે. કઇ રીતે એ પ્રયાસો થયા છે તે વાત મહત્ત્વની નથી. ભીન્ન ભીન્ન પ્રવૃત્તિઓમાં પણ કેન્દ્રસ્થ પ્રવૃત્તિનો ઉદ્દેશ પાર પડે છે. તો તેથી કેન્દ્રસ્થ પ્રવૃત્તિ ચાલુ ન થઇ શકે તોપણ કેળવણીની બાબતમાં જ્ઞાતિ પોતાની પ્રગતિ કરી રહેલ છે. આ રીતે પરિષદ્‌ના પહેલા ઠરાવનો અમલ એક રીતે નહિં અર્થાત્ કમિટિને હાથે નહિં તો બીજા હાથે પણ અને ભીન્ન ભીન્ન પ્રવૃત્તિ રૂપે પણ જ્ઞાતિમાં અમલમાં મૂકાઇ રહેલ છે એ એક સંતોષની વાત છે.

## બોર્ડીંગ વિષે એક ખુલાસો.

શ્રીમાળી શુભેચ્છક જ્ઞાતિ ઉન્નતિ માટે બીજા કોઇ પણ પ્રયાસ કરતાં કેળવણી માટે પ્રયાસ કરવાની તરફેણમાં ખાસ મત ધરાવે છે. પરંતુ તેનું કમનસીબ એટલું છે કે તેના અને અમદાવાદ છાત્રાલયના કાર્યવાહકો એકજ છે. શ્રીમાળી શુભેચ્છક જ્ઞાતિમાં કેળવણી માટે થતા તમામ પ્રયાસો

બુલન્દ અવાજે વખાણ્યા છે. તેમ છતાં જ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધિ માટે પ્રયાસ કરનાર ગૃહસ્થો તેને એક પક્ષનું ગણી અગર તેમની પ્રવૃત્તિનું હરીફ ગણી તેને માથે દોષ ઓઢાડવા તત્પર થઇ જાય છે. કોઈ સામાન્ય જ્ઞાતિ ગૃહસ્થો શ્રીમાળી શુભેચ્છકનું કે અમદાવાદના છાત્રાલયના કાર્યવાહકોનું વલણ સમજી ન શકે તો તેમાં દીલગીર થવાનું કારણ ન રહે. પરંતુ જ્યારે જ્ઞાતિના કેળવાએલ માણસો પણ શ્રીમાળી શુભેચ્છક અથવા તો ખુદ અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયના વલણને સમજી ન શકે અગર તો વગોવવા કે વખોડવા તત્પર થઈ જાય તે એક ખેદની વાત છે. અમદાવાદ છાત્રાલયના કાર્યવાહકોએ કોઇપણ પ્રસંગે રાજકોટની શું કે ભાવનગરની શું કે ગમે તે સ્થળની કેળવણી બાબતની પ્રવૃત્તિ શું, તે દરેક પ્રવૃત્તિ વિરૂદ્ધ એક અક્ષર પણ ઉચ્ચાર્યો હોય તેવું હજુ સુધી તો અમારા જાણવામાં નથી. એથી વિરૂદ્ધ દરેક સ્થળની, માંડરી કે પ્રોળ જેવા ન્હાના ગામોની કેળવણી માટેની પ્રવૃત્તિઓને પણ તેમણે વધાવી લીધી છે અને તેની ઉપયોગીતાઓ સમજાવી તે પ્રવૃત્તિઓને પોષવા અને મદદ કરવા જ્ઞાતિજનોને વિનંતિ કરી છે. અમદાવાદ છાત્રાલયના કાર્યવાહકોને કે શ્રીમાળી શુભેચ્છકને રાજકોટ કે ભાવનગર કે કોઇ બીજા સ્થળની પ્રવૃત્તિ સામે વિરોધ કે દ્વેષ હોય તે સંભવીજ શકતો નથી. અમદાવાદના કાર્યવાહકોને કાર્યથી સંતોષ આપી નાણાં પ્રાપ્ત કરવા માટે અચળ શ્રદ્ધા છે. તેથી બીજી પ્રવૃત્તિઓ થાય અને તેને નાણાં ન મળે તેનો તેમને ભય નથી. તો પછી તેમને દ્વેષ ક્યાંથી સંભવે? ઉલટો તેમને તો દરેક ઘડીએ સંતોષ અને મગરૂબી રહે છે કે જ્ઞાતિમાં કેળવણીની અભિવૃદ્ધિનો તેમનો મુખ્ય ઉદ્દેશ એક અથવા બીજી રીતે જ્ઞાતિમાં પાર પડી રહ્યો છે. અમદાવાદ બોર્ડિંગના કાર્યવાહકો અને શ્રીમાળી શુભેચ્છક તો દરેક ઘડીએ એવુંજ ઇચ્છે છે કે જ્ઞાતિના પ્રાંતે પ્રાંતમાં, શહેરે શહેરમાં અને ગામે ગામમાં કેળવણી આપવાનો પ્રબંધ થાય અગર તો કેળવણી માટે પ્રબંધ થાય. અને એ ઇચ્છા જ્ઞાતિમાં નવી પ્રવૃત્તિઓ ઉપસ્થિત થતાં પરિપૂર્ણ થતી જોઇ તેમના હૃદયમાં તો સંતોષ અને મગરૂબી થાય છે. તેમના ઉત્સાહથી, તેમની નમ્ર જ્ઞાતિ સેવાના દૃષ્ટાંતથી પ્રેરાઇ, ઉત્તરોત્તર જુદે જુદે સ્થળે કેળવણી માટે વધારે અને વધારે ઉત્સાહ પ્રવર્તતો જાય છે. અમદાવાદ બોર્ડિંગની પાસે જોઇએ તેથી વિશેષ ફાળો હોવાથી તેઓ જ્ઞાતિમાં દ્રવ્ય કેળવણી અર્થે મદદ આપવામાંજ પોતાનાં ભંડોળનો ઉપયોગ કરે. તેમ છતાં જુદા જુદા સ્થળોની બોર્ડિંગોના કાર્ય

વાહકોમાં અમદાવાદ બોર્ડીંગ કે શ્રીમાળી શુભેચ્છક તેમનું હરિફ છે તેવી બીનપાયાદાર અને અન્યાયયુક્ત માન્યતા જોઈ અમને ઘણી દીલગીરી થાય છે. ભાવનગરની બોર્ડીંગના મંત્રી શ્રીમાન્ હરગોવિંદદાસભાઇ જેઓ જ્ઞાતિના એક સુશિક્ષિત, વયોવૃદ્ધ અને અનુભવી ગૃહસ્થ છે તેમના તરફથી પણ અમારો તેમની ચળવળ પ્રત્યે દ્વેષ છે એવી મતલબના વચનો અમુક પ્રસંગે ઉચ્ચારાએલાં અમારા જાણવામાં આવ્યાં છે. આ એક દીલગીરીની વાત છે. શ્રીમાળી શુભેચ્છકે ભાવનગરની પ્રવૃત્તિને માટે એક પણ દ્વેષવાળો શબ્દ વાપર્યો નથી. તે પ્રવૃત્તિને ઉતારી પાડવા માટે પણ કાંઈ પ્રયાસ કર્યો નથી ઉલટી ભાવનગરની બોર્ડીંગને ફતેહ ઇચ્છવા સાથે તેની અભિવૃદ્ધિ અને તેના હિતને માટે વ્યવહારૂ સૂચનાઓ તેણે કરી છે. તેમ છતાં રા. હરગોવિંદદાસ જેવા સુશિક્ષિત ગૃહસ્થ તરફથી એવા શબ્દો વપરાએલા જાણી અમોને દુઃખ થાય છે.

શ્રીમાળી શુભેચ્છકે પ્રાંતિક સંમેલન સંબંધમાં ગોહીલવાડના કાર્યકર્તાઓનો લાગણીયુક્ત હેવાલ પ્રસિદ્ધ કર્યો છે તે વાત સત્ય છે. એ હેવાલ પરિષદના અંગનો છે. શ્રીમાળી શુભેચ્છક પ્રાંતિક સંમેલનોની જરૂર અનેકવાર દર્શાવી ગએલ છે. તે ખરા અંતઃકરણથી માને છે કે પરિષદ જેવી સંસ્થા માટે પુનઃ પ્રયત્ન આદરતાં પહેલા પ્રાંતિક સંમેલનો દ્વારા દરેક પ્રાંતે પોતાની અને સામાન્ય રીતે સમસ્ત જ્ઞાતિની ઉન્નતિ અર્થે કેટલાક વ્યવહારૂ ઉપાયો યોજવાની જરૂર રહે છે. તેથી ભાવનગર જેવા સ્થળમાં પ્રાંતિક સંમેલનની બાબત નિરાશા પામે તે ભાવનગરને શરમાવનારૂં છે. એક તરફથી ભાવનગરે પ્રાંતિક સંમેલન માટે ઉપેક્ષા ધરાવી, પ્રાંતિક ઉન્નત્તિ અર્થે ઉદાસીનતા દાખવી કલંક વ્હોરી લીધું છે. બીજી તરફથી ભાવનગર બોર્ડીંગ માટે પ્રયાસ કરી રહ્યું છે. પરંતુ બોર્ડીંગ અને પરિષદ જુદી વસ્તુઓ છે. એકને માટે અમે ભાવનગરને અમે આભનંદન આપી શકીએ છીએ બીજાને માટે અમે ભાવનગરને વખોડી શકીએ છીએ. અમારી તો એવું પણ દૃઢ માન્યતા છે કે પ્રાંતિક સંમેલન ભરી ગોહીલવાડ પ્રાંતની કેળવણીનો પ્રશ્ન ઉકેલવાનું મહાન કાર્ય તે સંમેલનમાં ભાવનગર કરી શક્યું હોત અને ભાવનગરના બોર્ડીંગના પ્રયાસને માટે તેમણે અત્યંત ઉત્સાહ અને ઉત્તેજન પ્રાપ્ત કર્યાં હોત અર્થાત્ તેઓ ભાવનગરની બોર્ડીંગના ઉગતા છોડને પ્રાંતિક સંમેલનદ્વારા સીંચન મેળવી ઘણા સારાપાયા ઉપર લાવવાને સમર્થ થાત.

તેથી ભાવનગરની ઉપેક્ષા બાબત પ્રાંતિક-સંમેલન માટે પ્રયાસ કરનાર યુવકોની લાગણીભરેલી વાણી પ્રસિદ્ધ કરી અમે ભાવનગરની બોર્ડિંગના પ્રયાસ વિરૂદ્ધ અમારૂં વલણ દર્શાવીએ છીએ તેવું માનવામાં એ સંસ્થાના સુશિક્ષિત કાર્યવાહકોની ભૂલ છે અને તેવો અન્યાય તેમના હાથે થતો જાણી અમોને ખેદ થાય છે. અમારૂં વલણ અમે ફરીને સ્પષ્ટ શબ્દોમાં મૂકીએ તો તે અયોગ્ય નહિં ગણાય:-(૧) પ્રાંતિક સમેલન માટે ઉપેક્ષા દાખવી ભાવનગરે પ્રાંતિક ઉન્નતિ માટે એક ઉત્તમ તક ગુમાવી છે. ભાવનગરની બોર્ડિંગ સંપૂર્ણ રીતે ફત્તેહમંદ થાય તેવું અમે ખરા અંતઃકરણથી ઇચ્છીએ છીએ અને દરેક ગોહીલવાડ પ્રાંત નિવાસીને પોતાના પ્રાંતના બાળકોની ઉન્નતિના પ્રયાસમાં મદદરૂપ થવા અમારી ખાસ વિનંતિ છે. જ્ઞાતિમાં કોઈપણ સ્થળે કેળવણી બાબતની પ્રવૃત્તિને અમે સંપૂર્ણ સહાનુભૂતિ ઇચ્છીએ છીએ કારણ કે અમારી દૃઢ માન્યતા છે કે જ્ઞાતિનાં અનેક દર્દોનું રામબાણ ઔષધ કેળવણીજ છે.

તન્ત્રી.

---

# वचन-मुक्ता.

( ૧ ) સતી સ્ત્રીને શીલ એજ વ્હાલામાં વ્હાલી અને મુખ્ય અલંકારરૂપ વસ્તુ છે. શીલવતી સ્ત્રી જેટલી તેજોમય લાગે છે, તેટલી ગમે તેટલો શણગાર સજવાથી દીપતી નથી. ખરૂં સતીત્વ વિધિના લખ્યા ટળાવે છે. સતી સાવિત્રીએ પોતાના ખરા સતીત્વથીજ મૃત્યુવશ થયેલ સત્યવાનને ફરી જીવીત કરેલ છે. મહાન ધૈર્યવાન દ્રૌપદી, માતા સીતા, સતી સાવિત્રી અને દેવી દમયંતી આ સાક્ષાત મહાદેવી સ્વરૂપી સતીઓએ પોતાના ખરા સતીત્વથીજ આ દુઃખરૂપી સંસાર સાગરનો પાર લીધો છે. અને સાથે આવેલી વિટંબણા પતિવ્રતના પ્રભાવેજ દૂર કરેલ છે. આ ભરતખંડની પવિત્રભૂમિમાં ઉમદા આચરણ અને સતીત્વથીજ તેઓ (આજ હજારો વર્ષ વીતી ગયાં છે છતાં) પ્રાતઃસ્મરણીય થઈ પડયા છે. આ સતીઓના દાખલા ઉપરથી સર્વશીલનું મહત્વ સમજાય છે.

( ૨ ) કુલીન વધૂને પતિ એજ પરમેશ્વર છે, પતિ એજ સર્વસ્વ છે. ધણિ ધનવાન હોય કે ન હોય, સ્વરૂપવાન હોય કે ન હોય, બુદ્ધિમાન હોય કે ન હોય તો પણ તેમને પરમાત્મા સ્વરૂપજ ગણવા એમ શાસ્ત્ર કહે છે. તેમજ ખરો શીલવતીનો ધર્મ છે. પતિની સેવા સુશ્રૂષા એજ પત્નીના જીવનનનો લાખેણો લ્હાવો છે, એજ સંસારનો સાર છે, અને એજ જીંદગી જીતવાની ચાવી છે.

( ૩ ) દયાસાગરે સર્વમાં દરેકે દરેક શક્તિ આપી છે. પરંતુ તેને સુદૃઢ બનાવવી એ તો મનુષ્યોનાજ હાથમાં છે. કેળવણીમાં ને ભણતરમાં ફેર છે. કેળવણીથી સારાસાર સમજાય છે. ભવાબ્ધિમાંથી તરી શકાય છે. વ્યવહાર પ્રમાણિકપણે અને નીતિયુક્ત ચાલે છે. સદ્ગુણીને સર્વ કોઈ સ્હાય છે. વિજય શ્રી ગુણવાનનેજ વરે છે.

( ૪ ) કેળવાયેલી સ્ત્રીઓ જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં સુખ તથા આનંદનો વાસ થાય છે. જે દેશની સ્થિતિ ઉચ્ચ છે તેનું કારણ ત્યાંની મુખ્ય સ્ત્રી કેળવણીજ છે. બીનકેળવાએલ સ્ત્રી પુરુષો દેશને, જ્ઞાતિને તથા કુટુમ્બને બોજારૂપ છે, મદદરૂપ થનારને સર્વ કોઇ ચાહે છે પરંતુ ભારરૂપ થનારને કોણ ચ્હાશે ?

( ૫ ) ભવિષ્યની પ્રજા ઉત્તમોત્તમ નિહાળવી હોય તથા ઉન્નતિના અભિલાષ અંતરમાં વિરાજતા હોય તો માતાએ સદ્‌ગુણ સંગ્રહી બનવું જોઇએ. બાલકોને કહેવાથી જેટલી અસર થાય છે તેના કરતાં વર્તનમાં ઉતારી બતાવી દાખલારૂપ થવાથી વિશેષ સબળ અસર થાય છે. બાલ કેળવણી એ માતાનો જન્મસિદ્ધ હક્ક અને ફરજ છે.

( ૬ ) વ્હેમની વાતથી તદ્દન અલગ રહેવું. અને સંબંધમાં આવતાં બાલ બાલીકાઓને અલગ રાખવાં. ભવિષ્યની પ્રજા ઉત્તમ ઘડવીએ પિતા કરતાં માતાના હસ્તમાં વધારે છે. માતૃવર્તનની નકલ બંધુ ભગિનીઓ શિશુવયથીજ વ્હાલથી કરે છે. અને તેજ કારણથી માતાએ ભવિષ્યની પ્રજાની જીંદગી નહિં બગાડવા ખાતર પણ પોતે સદ્‌ગુણ સંગ્રહી બની વિચરવું જોઇએ. "એક સુશીલા માતા સો શિક્ષકની ગરજ સારે છે" આ મહાવાકય સપ્રમાણ કરી આપવું જોઇએ.

( ૭ ) સ્ત્રીઓએ મિત અને મિષ્ટ ભાષા ઉચ્ચારવી જોઇએ. ગૃહલક્ષ્મીનો શાન્ત અને સુશીલતાવાળો સ્વભાવ એ ગૃહના ભૂષણરૂપ છે. ગૃહરાણીએ હરેક બાબતમાં સંતોષ રાખવો જોઇએ. અસંતોષી બની ગૃહપતિને પજવવા નહિ. સકલ શુભગુણી સ્ત્રીઓ જ્યાં જ્યાં વસે છે, ત્યાં સુખ અને આનંદ ચિરઃસ્થાયી થાય છે. જ્યાં સુખ, આનંદ અને શાન્તિ છે, ત્યાં લક્ષ્મીદેવી પોતાનો વાસ રાખે છે. હે વિધાતા! સકલ સદ્‌ગુણી સ્ત્રી ગૃહે ગૃહે સર્જીને સંસારને સ્વર્ગસમ દીપાવો.

( ૮ ) શ્વશુરગૃહ કે પિતૃગૃહની છૂપી વાતને જાહેરમાં મૂકવી નહિ. તેમજ સુખદુઃખનું વિવેચન પણ કયાંય કરવું નહિ. દુઃખની વાતો સાંભળી વ્હાલાં કુટુમ્બીજનો દુઃખી થશે, તથા દુશ્મનો રાજી થશે. તેમજ સુખની વાતો સાંભળી સ્નેહી સ્વજનો આનંદ પામશે તથા ચઢતા પરજ વ્હાલ ધરનારા વેરીઓ દીલથી દાઝશે. ઘરની વાતોની આપ લે થવાથી કોઇક વખત હેરાનગતીમાં ઉતરવું પડે છે. જેમ રાજ્યની વાતો ખાનગી ન રહેવાથી રાજ્યને નુકસાન વ્હોરવું પડે છે તેમજ ગૃહરાજ્યની વાતો જાહેરમાં આવવાથી કુટુંબીઓને ખત્તામાં પડવું પડે છે.

( ૯ ) હંમેશાં સંસવક્તા થવું. દંભુતાનો ત્યાગ કરવો. રાક્ષસી નિંદાથી ડરતા રહેવું. નિંદા કરી જીભને અપવિત્ર કરવી નહિ. તેમજ આ અમૂલ્ય વખતનો દુરૂપયોગ નહિ કરતાં સદુપયોગ કરવો. પરમ પિતાએ મનુષ્યની

ઉચ્ચકોટિમાં આપેલ જન્મને સદાચારથી સફળ કરવો. એજ આ દેહનું ખરૂં કર્તવ્ય છે. જીવન મધુર બનાવવું.

(૧૦) બાળલગ્ને દેશને ખુવાર કરી અધોગતિ કરી છે. આ તેજસ્વી ભારતવર્ષનું તેજ નષ્ટ કરનાર બાળલગ્નજ છે. બાળલગ્ન અટકશે તોજ દેશોદ્ધાર થશે. હે! દયાસિન્ધુ આર્યાવર્ત્તમાંથી ઢીંગલા ઢીંગલીના લગ્ન ક્યારે અળસાવશો? સમજુ બ્હેનો તથા ભાઈઓ! સમાજમાંથી બાળલગ્નની બલા ક્યારે બેગળે કરશો? અધોગતિનાં ઉંડા ગર્ત્તમાં ઉતરનાર બાળુ બબલીના લગ્નના ફારસ ક્યારે ટાળશો? કરૂણાગાર! ભારતની જનતાને બાળલગ્નના મોહની જંજીર તોડી પાડવા મનોબળથી નિવાજ એજ પ્રાર્થના.

-મુક્તાગૌરી મંગળજી ઓઝા.

---

## અમુલ્ય ભેટ.

શ્રીમાળી શુભેચ્છકના કોઈપણ ગ્રાહક બંધુ અથવા બગીની કે જેમને ઉધરસની વ્યાધી હોય તેમણે મકાનકાળાની રૂ. ૧ વાળી એક ટીકીટ બર ભરાવીને ઉત્તમ ઔષધી મફત મંગાવી લેવી.

લખો,

શ્રીમાળી સોની દયારામ નારણજી,

મુ. મોરવાડા, વાયા પાટણ જી ગુજરાત.

---

# "कविश्वर दलपतराम अने कवि भवानीशंकर."

સંપાદકઃ—દયાશંકર ભ. કવિ.

(દોહરા)

ગુણવંતી ગુજરાતનો, અસ્ત થયો રવિ આજ;
દિલગીર દલપત્તરામના, સ્વર્ગથી સકળ સમાજ. (૧)

(ઇંદ્રવિજય)

દિલ વિષે દલપત્ત જતાં, દશ લાખ ગણી ઉપજી દિલગીરી;
શાંતિ–સુગંધી સમીર કરે નહિ, શીતળ ચંદનને શીતગીરી;
ચંચળ લેખણ આજ આ ચંચળ, ધીર જતાં તે પડી ગઈ ધીરી,
મિત્ર અને શિરછત્ર જતાં, ફરી આજ ભવાનીએ લીધી ફકીરી.

(૨)

કાન ફુંકાવી કરે ગુરૂ કોઇને, કોઇ કરે ગુરૂ દામ કમાવા;
ખોળ કરીને કરે ગુરૂ કોઇ તો, ખાંત વડે કરીને ખુબ ખાવા;
ગુણથી કોઇ ગુંસાઇ કરે ગુરૂ, ગાંઠથી આપના પાપ ગુમાવા,
દિક્ષા લીધી દલપત્ત કને, જગમાંહિ ભવાનીએ નામ જમાવા.

(૩)

કોઇ ખુંટાવીને કેશ કરે ગુરૂ, વેષ ધરી વરવા વટલાવા,
કાન કપાવી કરે ગુરૂ કોઇ તો, બાળકને બહુ બીક બતાવા;
કરવત કોઇ મુકાવે ગુરૂ કરી, સ્થુળ શરીરના પાપ કપાવા,
દિક્ષા લીધી દલપત્ત કને, જગમાંહિ ભવાનીએ નામ જમાવા.

(૪)

કોઈ તો સુખ ચહે સુખપાલનું, વિષયી સુખ ચહે વનિતામાં,
સાધુ સમાધિનું સુખ ગણે, ગુણવાન ઇચ્છે સુખ કોઇ ગીતામાં;
સુખ તજી સુખપાલ તજી ચિત્ત, કોઇ ચહે બળવાનું ચિત્તામાં,
દાખલો જોઇ કવિ દલપત્તનો, કોડથી ચિત્ત ઇચ્છે કવિતામાં.

(દોહરો)

ગુણવંતી ગુજરાતનો, અસ્ત થયો રવિ આજ;
દિલમાં બહુ દિલગીર દિસે, કો વિદને કવિરાજ.

# ૫

"ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદલડી."

પુનઃ શાન્તિ પ્રસરી રહી. જગત પહેલાંની શાન્તિ, મહાપ્રલય પછીની ગાઢ શાન્તિ, યોગીના હૃદયની અચળ શાન્તિ સર્વત્ર છાઇ રહી.

શાન્તા મીઠી નિદ્રામાં પડી હતી. નિદ્રામાં યે વીરના વારણા લઇ રહી હતી, રસના મેઘ ઝીલી રહી હતી. ત્હેને ખબર નહતી કે ચાર લોહી તરસી ચક્ષુઓ ત્હેના કોમળ દેહને ભાળી રહી હતી.

ધીમે ધીમે બન્ને આગળ વધ્યા. શાન્તાના બિછાના પાસે ગયા. મોરારભટ્ટે કાર્ય શરૂ કર્યું. શાન્તાના નાક આગળ શીશી ધરી. ઉંઘતી બાળાને ઘેન ચ્હડાવ્યાં. વજેશંકર કમ્પી ઉઠ્યો આખરે પિતા તે પિતાજ. તે ધીમેથી બોલી ઉઠ્યો. "ના, ના, મોરારભટ્ટ મ્હારે વેર નથી વાળવું. મ્હારી શાન્તાને મ્હારે નથી હોમી દેવી."

"ચુપ. હવે ના ને હા. અત્યારે તો હું કરૂં તે જોએ જા. મ્હારી પાછળ પાછળ ચાલ્યો આવજે."

મોરારભટ્ટ પત્થર કરતાં યે કઠ્ઠણ હૃદયનો હતો. આગની આંધીમાં શાન્તાની નિર્દોષતા જોઇ શક્તો નહતો.

શાન્તાને ત્હેણે ખભા ઉપર ઉંચકી લીધી, એક પુષ્પને ઉંચકી લે તેમ વજેશંકર ત્હેની પાછળ પડ્યો ઘર બ્હાર નીકળી મોરારભટ્ટ બોલ્યો " હવે ત્હારે રહેવું હોય તો રહે. સ્હવારે તો હું લગ્નવિધિ પૂર્ણ કરી પાછો ફરીશ. ત્હારી શાન્તાને ઉની આંચે નહીં આવે. ખાત્રી રાખજે. ઠીક હું જાઉં છું"

ત્વરાથી તે ચાલ્યો ગયો વજેશંકર મૂર્તની પેઠે નિહાળી રહ્યો. અંધારામાં વધારે ન દેખાયું. તે નીચે લથડી પડ્યો. ત્હેના મુખમાંથી શબ્દો નિકળ્યા "હાયરે પિતા! ત્હારી આ સ્થિતિ! ત્હારી દિકરીને રાક્ષસો હરી ગયા છતા અક્ષરે ન બોલી શક્યો? પુત્રી ઘાતક!........" વધારે ન સંભળાયું.

મોડી રાતે રસિક ઘેર આવ્યો. બારણા ઉઘાડાં હતાં. પિતા પથારીની નીચે પડ્યો હતો. ઉતાવળો ઉતાવળો તે પોતાના ઓરડા તરફ વળ્યો. બારણા પાસેજ ત્હેના પગ થંભી ગયા. તે એક હાય મારી ઉઠ્યો: " શાન્તા ક્યાં? પિતાને ઢંઢોળી શુદ્ધિમાં આણ્યા. ફાટી જતે અવાજે તે બોલ્યો " શાન્તા ક્યાં?"

આમ બની ગએલા, ગભરાટથી ઘેરાએલે પિતા બોલ્યો " હેં ! "

" હેં શું ? શાન્તા ક્યાં ? " ત્હેની ધીરજ ખૂટતી હતી.

" ઉપર નથી ? "

" ના. ક્યાં ગઇ ?

' હાય ! હાય ! શોધો શોધો. મ્હારી શાન્તા ક્યાં ગઈ ? શું કોઇ ઉપાડી ગયું ? " ડોસાએ નાટક ભજવવા માંડ્યું.

" ત્હમેજ ક્યાંક સંતાડી દીધી. મ્હારી બ્હેન ક્યાં ગઈ? બોલો શાન્તા ક્યાં ગઇ ? "

" ભાઈ હું શું જાણું ? મ્હને જરાયે ખબર નથી. હું તો બ્હારથી આવ્યો ને ફેર ચ્હડવાથી અહીં પડી ગયો, ને તું આવ્યો ત્યારે ત્હેં ઉઠાડ્યો."

" ત્યારે શાન્તા જાય ક્યાં ? નક્કી એ ત્હમારાજ કામ ! શાન્તા ! શાન્તા ! " તે દિવાનાની જેમ બરાડી ઉઠ્યો.

બ્હારની નિઃસીમ શાન્તિમાં ત્હેના શબ્દો ગર્જી ઉઠ્યા. પાસેના ઝાડ પરથી ઘુવડ ઘુ ઘુ કરી ઉઠ્યું.

" પિતા ! પિતા ! આખરે ત્હમે ભાવ ભજવ્યો ખરો. મ્હારી શાન્તા ! તું ક્યાં ગઈ ? ત્હને કોણ ઉપાડી ગયું ? " ગાઢ-અંધકાર તે ગાંડાની જેમ નિહાળી રહ્યો. ત્હેની આંખ્યો બહાર નીકળી પડતી હતી.

" ભાઇ ધીરો પડ......... "

ત્હેણે કશું ન સાંભળ્યું. અંધકારમાં તે ક્યાંક દોડ્યો ગયો.

( અપૂર્ણ. )

# हांके राखो.

" જો તમે નાહિમ્મત થાઓ, અટકી પડો, નાપાસ થાઓ તો હું કહું છું કે ' હાંકે રાખો.'

આપણી સલામતી સાવચેતીમાં નથી પણ મચ્યા રહેવામાં, રોકાયલા રહેવામાં છે. ' લોઢું અને થોડું વપરાતાં રહે તેજ સારા' આ કહેવતનો અર્થ વિશાળ છે. જેમ એનો વપરાસ તેમ એનો આવરદા ટકાઉ થવા ' હાંકે રાખો '

" પ્રિયમિત્ર વાતવાતમાં પરિક્ષા તો આવી, આજથી શરૂ થશે ? ' રમણે તેના મિત્ર શાંતિને પુછ્યું.

શાંતિ—"તું હજુ બજારમાં ક્યાં જાય છે ? ટાઇમ તો થયો છે."

" હમણાંજ આવું છું. જરા કામ છે તેથી, જલદી જાઉં છું", રમણે ઉત્તર આપ્યો.

પરિક્ષા શરૂ થઇ ચાર દિવસ ચાલી અને હવે પરિક્ષાનું પરીણામ સંભળાવા તથા પાસ થએલાને ઇનામ આપવા સઘળા માસ્તરો ભેગા થયા હતા. તેવામાંજ હેડમાસ્તર સાહેબ આવી પહોંચ્યા. સઘળા છોકરા એકી ટસે જોઇ રહ્યા. તરતજ પેપર હાથમાં લઇ બોલવા લાગ્યા. પહેલાં પાસ થયા હતા તેમનાં નામ બોલાયાં, પણ તેમાં રમણનું નામ નહતું. સઘળાના મુખારવિંદ આનંદમાં હતાં. માત્ર રમણભાઇ ઉદાસ દેખાતા નીચું જોઇ બેઠા હતા. હવે નાપાસના નામ શરૂ થતાં ભાઇનું નામ લાસ્ટ નંબર ૧ આવ્યું. હવે ઇનામો શરૂ થયાં. કોઇને સારી બુક તો કોઇને રૂપાનું હોલ્ડર એ પ્રમાણે અપાઈ ગયાં બધા છોકરાઓના હાથમાં કાંઇક નહિં ને કાંઇક હતું. માત્ર રમણભાઇ ખાલી હાથે, વિચારવા લાગ્યાઃ—" પેલો કરૂણાશંકર તો આખો દિવસ રખડતો તે મીત્ર પાસ ? વિજયાશંકર કોકજ વખત સ્કુલમાં વાંચતો તે પાસ ? હવે શાંતિ તો મારીજ સાથે ફરતો તે પણ પાસ ! " થોડાજ વખતમાં બેલ વાગ્યો. સઘળા આનંદમાં ઘરગમન કરતા હતા. જે રમણભાઈ હમેશાં સ્કુલ બંધ થતી તે પહેલાં તો ઘેર પણ આવી ગયા હોય તે આજે સર્વેથી લાસ્ટ આવ્યા. ઘરે ઉદાસ ચહેરે ભાઈ પધાર્યા પણ આજે ઘર બંધ હતું તેથી થોડી વાર આંટા

બહાર મારવા શરૂ કર્યા. તેટલામાં શાંતિ આવ્યો અને બોલ્યો–"ભાઈચાલો આજે ખુશાલીના દિવસમાં આપણે સૌએ સાથે ભોજન કરશું. હું હાલે ખુશાલી બદલ આપણા શ્રીમાળી શુભેચ્છકને રૂ. ૧ મોકલાવીશ. તારી શું ઇચ્છા છે?" રમણ ન બોલ્યો. "રમણ આજે આનંદને બદલે તું ઉદાસ કેમ છે? વારૂ પાસ થયો કે નાપાસ?" આ શબ્દે રમણનું હૃદય પિગળાવ્યું. તે બોલ્યો "આખું વર્ષ મેં રખડવામાંજ ગાળ્યું. ક્યાંથી પાસ થવાય?" તેવામાં તેની માતુશ્રી આવ્યાં. શાંતિ રમણથી જુદો પડ્યો, ઘરમાં આવી નિરાશ થઇ બેઠો. રમણની માતુશ્રીએ કહ્યું "કેમ રમણ આજે ઉદાસ છે? પરીક્ષામાં પાસ થયો કે નાપાસ?" થોડી વખત રમણ કંઇ પણ બોલ્યો નહિ. અંતે રડવું આવ્યું. ત્યારે તેની મા બોલી:–"રમણ હું હંમેશાં તને કહેતી કે ભાઇ તું તારૂં લેસન કર! નકામો વખત ન ગાળ, આખો દિવસ રખડવાથી કંઇ નહિં વળે. તો પણ તું કહેતો કે આખો દિવસ શું વાચું? તો શું વાંચ્યું તેની ખબર હવે તો પડી ગઇ. તારા પિતાશ્રી આવતા ત્યારે તો જાણે કે કેમ સવારથી વાંચન શરૂ હોય! તો તારૂં વાંચેલું ક્યાં ગયું?"

રમણ બોલ્યો "મા હવે મારૂં દિલ બીલકુલ અભ્યાસમાં નથી. મેં મારૂં આખું વર્ષ રખડપટ્ટીમાંજ ગાળ્યું. હવે મને ભણવા માટે બીલકુલ ઇચ્છા નથી. હાલની પરીક્ષા ઘણીજ હાર્ડ હતી, હવે ભણવાથી શું વળ્યું? મારી તો બીલકુલ ઇચ્છા નથી." તેટલામાં રમણના પિતાશ્રી પધાર્યા.

સામું જોઇ—"રમણ આજ ઉદાસ કેમ છે! ભાઇ નાપાસ થયા લાગે છે, કેમ તેમજને?" સઘળી વાત રમણની માતુશ્રીએ કહી. "ઠીક થયું; પણ હામ રાખો Try again."

ફરીથી તેના પિતાશ્રીના આગ્રહથી બરાબર લક્ષ રાખી રજાના દિવસોમાંજ અભ્યાસ શરૂ કરી સ્કુલ ખુલતાંજ ક્લાસમાં પહેલો નંબર આવ્યો. સઘળા કરતાં હોંશીયાર થયો અને બીજીવાર જ્યારે પરીક્ષા આવી ત્યારે મેટ્રીક પણ પહેલે નંબર પાસ કરી સ્કોલરશીપ [illegible] થઇ ઘેર આવ્યો, માતા પિતા ઘણા આનંદ પામ્યાં અને બોલ્યા, "સ્કુલ છોડવી હતીને? શું થયું? માટેજ હું કહું છું કે નાપાસ થાવ તો પણ હામ રાખો."

કદાચ ધંધામાં ખોટ થાય તોપણ હામ રાખો. તોજ આખર ફતેહમંદ નીવડીએ.

મુળશંકર માણશંકર ઓઝા, ધ્રુવા.

## सुबुद्धि.



શોભના-બુદ્ધિ અર્થાત્ સત્-બુદ્ધિ એટલે સર્વદા મનુષ્યનું શ્રેય અને અને શુભ કર્તા બુદ્ધિ. સુબુદ્ધિવાન્ પુરૂષ કદાપિ દુઃખને ઓળખતો નથી. તેના અર્થે સર્વત્ર સુખ અને આનંદ જ હોય છે. કારણ કે તે પુરૂષ મનસા, વચસા, અને કર્મણા કદાપિ અશુભ વા અસત્ એવું આચરતો નથી. સુબુદ્ધિની કથાઓ એવી રસમય અને જ્ઞાનમય હોય છે કે તેના શ્રવણ માત્રથી, સર્વે સ્થળે યોગ્ય શું છે, સત્ય માર્ગ કયો છે, ઇત્યાદિ જાણવામાં આવે છે. તેથી એક મૂર્ખ મનુષ્ય પણ પંડિત બની જાય છે. દેવતાઓ સુબુદ્ધિવાન્ મનુષ્યોનું રક્ષણ કરે છે એટલે કે તેઓ ગોવાળની માફક હસ્તમાં દંડ ધરી રક્ષણ કરતા નથી, કિંતુ તેઓ જેની રક્ષા કરવાની ઇચ્છા કરે છે તે મનુષ્યની બુદ્ધિમાંજ સુધારો કરી તેને સતેજ બનાવે છે. મનુષ્ય જેમ જેમ શુભ કર્મ કરવામાં મન કરે છે તેમ તેમ તેનાં સર્વ ઇચ્છિત કાર્ય ફળીભૂત થાય છે. તેમાં કંઈ શંકા નથી. ખરેખર નીરખતાં માત્ર વાણીમાં જ ખરો બુદ્ધિનો પ્રભાવ દૃશ્ય થાય છે. સુબુદ્ધિ વાણીમાં અત્યંત મધુરતા સમાયેલી છે. પ્રથમથી જ વિચાર કરી ઉચ્ચારેલી વાણી, નાના પ્રકારના કલ્યાણ કરવામાં સ્હાયભૂત થાય છે. કહ્યું છે કે वाण्येकासमलंकरोति पुरुषंयासंस्कृता धार्यते ॥ માત્ર એકજ સંસ્કૃત વાચાથી પુરૂષ શોભા પામે છે, અને નહિ કે અનેક જાતના આભૂષણો, સ્નાન કે અમૂલ્ય વસ્ત્રોથી. વળી કવિશ્વર દલપતરામ કહે છે કે विचारीने वार उच्चार वाणी-કારણ કે મુખથી સરી ગયેલી અવિચારી વાણી, ફરીથી જેમ થુંક્યું ગળાતું નથી, તેમ તે વાણી-શબ્દો, ગળી શકાતા નથી. અવિચારી વાણી અનેક જાતના અનર્થો ઉત્પન્નકારી થાય છે. મનુષ્યે સર્વદા બોલતાં પહેલાં સારી રીતે વિચાર કરવો જાઇએ. કારણ કે સારી વા નઠારી વાણીથી સુખ અને દુઃખની પ્રાપ્તિ થાય છે. બાણથી કે કુહાડીથી કાપી નાંખેલું વન પુનરપિ નવપલ્લવિત થાય છે. પણ નિંદારૂપી વાણીથી છેદાયેલું મન કદિ પ્રસન્ન થતું નથી. વાણીનો ઘા રુઝાતો જ નથી. કર્ણિનાલિક અને નારાચ જેવાં બાણ શરીરમાંથી બહાર નીકળી શકે છે. પરંતુ હૃદયમાં વાગેલું વાગ્બાણ કહાડી શકાતું નથી. વાગ્બાણ મુખથી નીકળી મર્મસ્થાનમાં વાગે છે, અને તેથી ઘવાયેલો પુરૂષ નિશદિન વ્યથા પામે છે માટે જ વિદ્વાન પુરૂષ અન્યને વાગ્બાણ મારતા નથી.

દેવો જે પુરૂષનો પરાભવ કરવા ઇચ્છા કરે છે, તેની તેઓ બુદ્ધિજ પ્રથમ હરી લે છે. અને બુદ્ધિ હરણ થયા પછી માણસને નીચ કર્મજ કરવાં સુઝે છે. જ્યારે નાશ થવાનો હોય છે ત્યારે જ બુદ્ધિ ફરી જાય છે. ત્યારે માણસને નીતિ અનીતિ સમ ભાસે છે અને તે હૃદયમાંથી દૂર થતી જ નથી. માટે સુબુદ્ધિ એજ સુખ દાતા છે. વિનાશકાળે વિપરિત બુદ્ધિઃ। એ ન્યાયાનુસાર જેનો નાશ થવાનો હોય છે તેની બુદ્ધિ પ્રથમથીજ નષ્ટ થાય છે. અને તેનો નાશ થવાથી મનુષ્યને નીચ પાતકી કર્મ કરવાં સુઝે છે.

નવનિધરાય પોપટલાલ ઓઝા.



## ગત માસમાં શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલયને મળેલી મદદ.

૫-૦-૦ રા. રવીશંકર જટાશંકર સંવત ૧૯૭૯ ના સભાસદના લવાજમના.
૩-૦-૦ રા. ડાક્ટર પ્રભાશંકર ભાઇશંકર સંવત ૧૯૮૦ „
૫-૦-૦ રા. કાળીદાસ વસનજી દવે મુંદ્રા સંવત ૧૯૭૯ „
૫-૦-૦ ચંચળબેન મુળજીભાઇ દવે. સંવત ૧૯૭૯ „
૫-૦-૦ રા. ભાનુશંકર પોપટલાલ ઓઝા મુંબઇ સંવત ૧૯૭૯ „
૧૦-૦-૦ રા. જગન્નાથ ધોળાભાઇ ઓઝા અમદાવાદ સંમેલન વખતે ઇનામ માટે.
૧૦-૦-૦ ભવાનીશંકર દેવશંકર ઓઝાની પ્રથમ સંવત્સરી નીમિત્તે ભોજન માટે હા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.
૫-૮-૦ રા. રઘનાથ મંગળજી ઓઝા જમશેદપુર.
૫૧-૦-૦ રા. જગન્નાથ ધોળાભાઇ ઓઝા અમદાવાદ સંમેલન પ્રસંગે.
૧૦-૦-૦ રામજી હામજી ત્રવાડી હા. મહાશંકર રામજી મુંબઇ.
૧-૦-૦ રા. શિવશંકર વનમાળી ઓઝા. તેમના સ્વ. પત્નીના પુન્યાર્થે.
૧૦-૦-૦ રા. પ્રાણલાલ કામેશ્વર ત્રિવેદી, અમદાવાદ, સભાસદના સંવત ૧૯૭૯-૮૦ ના.
૫-૦-૦ ભોળેશ્વર મગનલાલ ઓઝા, જામનગર, ના કારજ નીમીત્તે. હા. રતીલાલ મગનલાલ ઓઝા.
૩-૦-૦ રા. જુઠાલાલ છબીલદાસ ત્રિવેદી, માંડવી, ૧૯૭૯ ના લવાજમના.

---
૧૨૮-૮-૦

## શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને.

"ગૃહજીવનની સુંદરતા" એ નામનું ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફનું પુસ્તક શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને ૧૯૨૩ ની ભેટ તરિકે આપવાનું નક્કી થએલ છે. તે ભેટનું પુસ્તક તૈયાર થઇ થોડા રોજમાં અમોને મળી જશે એટલે તુરત જે ગ્રાહકોનાં લવાજમ મનીઓરડરથી આવ્યા નહિં હોય અગર જણાવેલાં સ્થળોએ ભરાયાં નહિં હોય તેમને રૂ. ૧-૧૧-૦ નું વી. પી. કરી મોકલી આપવામાં આવશે. જે ગ્રાહકો વી. પી. ના૦-૩-૦ નો બચાવ કરવા માગતા હોય તેમણે લવાજમનો રૂ. ૧-૮-૦ રોક તુરત મનીઓરડરથી મોકલી આપવા વિનંતિ છે. જે ગ્રાહકોને વી. પી. આવે તેમને વી. પી. ના નાણાં ભરી વી. પી. છોડાવી લેવાની ગોઠવણ કરવા વિનંતિ છે. જે ગ્રાહકો ગ્રાહક તરિકે ચાલુ રહેવા ઇચ્છતા ન હોય તેઓ અમોને અગાઉથી લખી જણાવશે એવી આશા છે જેથી અમોને વી. પી. ના પોસ્ટેજ ખર્ચમાં ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક.

---

## સ્વ. શિવશંકર ભગવાનજી ત્રિવેદી સ્મારક શિષ્ય વૃત્તિઓ.

નવેમ્બરથી મે માસ સુધી ૭ માસ માટે ઉપરોક્ત શિષ્યવૃત્તિઓ કાઠીઆવાડની શાળાઓ તથા કોલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને આપવાની છે. તેનો લાભ લેવા ઇચ્છતા વિદ્યાર્થીઓએ તા. ૨૫ મી ફેબ્રુઆરી સુધીમાં પોતાના અભ્યાસ, વર્તન, તથા સ્થિતિના પ્રમાણપત્રો સહિત અરજીઓ કરી મોકલવી. અગાઉ જે વિદ્યાર્થીઓને સદરહુ શિષ્યવૃત્તિઓ મળી હોય તેમાંના જે વિદ્યાર્થીઓ તે શિષ્યવૃત્તિઓનો લાભ લેવાનું ચાલુ રાખવા માગતા હોય તેમણે પણ પોતાની છેલ્લી પરિક્ષાના પરિણામ સહિત ફરીથી અરજી તા. ૨૫ મી ફેબ્રુઆરી સુધીમાં કરી મોકલવી.

રોશતખાના: ૪૧૦૩-૬ } મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. શા. ક. મંડળ.
અમદાવાદ. }

---

# जातीय समाचार.

તળાજાના રહીશ ત્રવાડી ગીરજાશંકર મગનલાલ ચાર દીવસના તાવની બીમારી ભોગવી રવીવાર તા. ૨૦-૧-૨૪ ના રોજ સવારના ૩॥ વાગે પાછળ બે નાના છોકરા તથા વૃદ્ધ માતુશ્રી તથા ૨૦ વર્ષની વિધવા મુકી લગભગ ૩૫ વર્ષની યુવાન વયે સ્વર્ગવાસી થયા છે. તેઓ ગ્નાતી હીતમાં બહુજ સારો ભાગ લેતાં હતા અને આપણી પરીષદમાં તેમણે સારો ભાગ લીધો હતો. તેઓ રાણપુર ગ્રામ્ય સમીતીના પણ મેમ્બર થયા છે. તેમનાં અવસાનથી રાણપુર તથા તળાજાની ગ્નાતિને ભારે ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો અને તેમના કુટુંબી જનોને આવી પોલ દુઃખ સહન કરવા પ્રભુ શક્તિ આપો.

**ભાવનગર બોર્ડીંગને વધુ મદદઃ—**રૂ ૧૧) રા. ત્રવાડી ચુનીલાલ દામોદરદાસ, પિતાના ઉત્તરકાર્ય પ્રસંગે; રૂ. ૫) ઓઝા વ્રજલાલ ગોવિંદરામ, પત્નીના સીમંત પ્રસંગે; રૂ. ૫) ઓઝા ભમાશંકર જટાશંકર, કાકાના ઉત્તર કાર્ય પ્રસંગે; રૂ. ૨) ઓઝા પ્રતાપરાય ગૌરિશંકર, સીમંત પ્રસંગે કુલ રૂ. ૨૩.

**ધોળકાઃ—**સ્વ. રણછોડલાલ કાલિદાસ ત્રિવેદીનાં પુત્રી શારદા તથા અમદાવાદના સ્વ. ભાઇશંકર કામેશ્વરના પુત્ર શાંતિલાલનાં લગ્ન અત્રે થયાં હતાં તે પ્રસંગે દરેક પક્ષ તરફથી રૂ. ૨) શ્રી ધોળકા વિદ્યોત્તેજક ફંડને તથા રૂ. ૫) અમદાવાદના ગ્નાતિ છાત્રાલયને મદદ તરિકે આપવાનું નક્કી થયું હતું. આ લગ્ન પ્રસંગે ફટાણા ગાવાનો રિવાજ બંધ કરવામાં આવ્યો હતો. અન્ય ગૃહસ્થો પણ પોતાને ત્યાંના લગ્ન પ્રસંગે ફટાણા ગાવાનો કુરિવાજ બંધ કરે તે ઇચ્છવા જેવું છે.

---

## નવા થનાર ગ્રાહકોને ખાસ લાભ.

સને ૧૯૨૪ ની સાલથી નવા થનાર ગ્રાહકોને ૧૯૨૩ ની ભેટ તથા ૧૯૨૩ ની સાલના જે અંકો સીલીક હશે તે મફત મળશે. અગાઉના વર્ષોના અંકો તથા ભેટનાં પુસ્તકો જે શિલિક હશે તે પણ ૦-૪-૦ ચાર આના પોસ્ટેજ ખર્ચના મોકલી આપવાથી મફત મોકલી આપવામાં આવશે.

વ્યવસ્થાપક.

## विज्ञप्ती.

अयने पक्षे विवाहे च संक्रान्तौ ग्रहणे तथा।
पुत्र जन्म व्यतोपाते दत्तं भवति चाक्षयम् ॥

સુજ્ઞ બંધુઓ,

અયન, વિવાહ, સંક્રાંતિ ગ્રહણ, પુત્રજન્મ અને વ્યતિપાતમાં આપેલ દાન અક્ષય પુણ્ય આપે છે.

ઉત્તરાયણની પુણ્યપર્વણી નિમિત્તે જ્ઞાતિ બાલકો તરફ યથાશક્તિ ઉદાર હસ્ત લંબાવી મનુષ્ય જીવન સાફલ્ય કરવા કોઈ ચુકશો નહિં.

આપનો,

શીવશંકર વનમાળી ઓઝા,

---

## જાહેર ખબર.

### દ્વારકામાં જેઠીબાઈ ધર્મશાળા.

આ ધર્મશાળા ભાવનગરવાળા શ્રીમાળી બ્રાહ્મણ ત્રવાડી જેઠા લાધાવાળાના વંશમાં નથુ ધનેશ્વરની સ્વર્ગસ્થ પત્નિ બાઇ જેઠીબાઇ ( માઉના નામથી ઓળખાતાં તેઓ ) એ સંવત ૧૮૯૭ માં જ્ઞાતિના જાત્રાળુ જનારના ઉપયોગ માટે બાંધી છે તે લાંબી મુદતે જીર્ણ થઈ જતાં. તેનો જીર્ણોદ્ધાર થતાં પાણી, પાયખાના વગેરેની સગવડ પૂરતી થઈ ગઈ છે. એટલે હવે તેનો ઉપયોગ લઈ શકાય તેમ છે. તો જાત્રાએ જનારે આ જગ્યાનો ઉપયોગ લેવો અને ખામી જણાય તે વિઝીટ બુકમાં રીમાર્ક કરશો અને નીચે સહી કરનારને પણ ખબર આપશો. પાગરણ, વાસણ, વગેરેની સગવડ પણ કરવા તજવીજ થઇ છે.

આ જગ્યાનો વહીવટ કરવા ત્યાંના વતની ગુગળી બ્રાહ્મણ ત્રીકમદાસ આણંદજીને નીમેલ છે તો ધર્મશાળા બંધ હોય તો તેની કાપડની દુકાનેથી કુંચી લઇ મંગાવી લેશો. આ ધર્મશાળા લુવાણા મહાજન વાડી પાસે આવેલી છે.

| | |
|---|---|
| જામનગર તા. ૫-૧-૨૪<br>બેડી નાકા પાસે. | ત્રવાડી અંબાશંકર મંગળજી<br>દવે પ્રાગજી જાદવજી. |

# શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય-અમદાવાદ.

## જ્ઞાતિના બાળકોને કેળવણી તે જ્ઞાતિ ઉન્નતિનું પ્રથમ પગથીયું છે.

## જ્ઞાતિનાં બાળકો એ આપણાં પોતાનાંજ બાળકો છે.

ક્યાં મા બાપો પોતાનાં બાળકોને, અજ્ઞાન અંધકારમાં ગોથાં ખાવા દેશે?

એવા ક્યા જ્ઞાતિજનો હશે કે જે પોતાની જ્ઞાતિના બાળકોને અજ્ઞાન, કેળવણીના અભાવે હલકી નોકરી કરી જીવન નિર્વાહ ચલાવતા, જોવાનું ઇચ્છે?

જ્ઞાતિ બંધુઓ જાગો અને જ્ઞાતિના બાળકોને પોતાનાં બાળકો ગણી તેમનું અજ્ઞાન તિમિર ટાળવા, તેમને જ્ઞાનરૂપી દીવો આપી તેમના ઐહિક તથા પારલૌકિક કલ્યાણ માટે આજીવન ભાથું બંધાવવા તત્પર થાઓ.

જ્ઞાતિ અભિમાન ધરાવનાર, જ્ઞાતિને પોતાનું વિશાળ કુટુમ્બ સમજનાર, જ્ઞાતિ હિત માટે ઉત્સાહ ધરાવનાર દરેક જ્ઞાતિ બંધુએ જ્ઞાતિ બાળકોની કેળવણી અર્થે યથાશક્તિ સહાય્ય આપવી જરૂરની છે.

દાન આપવા માટે અમદાવાદનું જ્ઞાતિ છાત્રાલય ઉત્તમ સ્થાન છે.

## તુરતની જરૂરીયાતો.

જ્ઞાતિ વિદ્યાર્થીઓ શાળાઓ તથા કોલેજોમાં અભ્યાસ કરે તે ઉપરાંત તેમને કેટલુંક જરૂરનું ઔદ્યોગિક, વ્યાપારિક તથા જુદા જુદા ધંધાઓ અને કળાનું જ્ઞાન મળે તેવો પ્રબંધ અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયમાં કરવાનો નિશ્ચય થયો છે આ દિશામાં શરુઆત કરવા માટે પ્રથમ નીચેની વસ્તુઓની હાલ તુરતમાંજ જરૂર છે. જ્ઞાતિના સાધન સંપન્ન ગૃહસ્થો તે જરૂરીઆત પૂરી પાડે એવી ખાસ વિનંતિ છે.

૧ વિદ્યાર્થીઓને ટાઇપ રાઈટીંગ શીખવાડવા માટે એક અંગ્રેજી અને એક ગુજરાતી તેવા બે ટાઇપ રાઇટરો.

૨ કાંતવાની કળા સાથે વણાટ કામ શીખવાડવા માટે એક શાળ.

૩ સુથારી કામ માટે સારાં સુથારી ઓજારો માટે રકમ.

૪ છાપવાની કળાના શિક્ષણ માટે તથા તે ધંધાનું સામાન્ય કળાજ્ઞાન

શિક્ષણ આપવા માટે એક ન્હાનું પ્રેસ અગર તો ન્હાનું પ્રેસ કરવા માટે રૂા. બે હજારની રકમ.

ટાઇપ રાઇટીંગ સાથે શોર્ટ હેન્ડનું પણ શિક્ષણ આપવામાં આવશે: આ જ્ઞાન વિદ્યાર્થીઓને ધંધામાં તેમજ સારી નોકરી પ્રાપ્ત કરવામાં ઘણુંજ ઉપયોગી નીવડશે.

કાંતવા, વણવા, તથા સુથારી લુહારી કામની માહિતગારીથી કેટલોક ઘરગથ્થુ કામ હાથે કરી લેવાનો સ્વાશ્રય વિદ્યાર્થીઓમાં આવશે.

છાપવાની કળા પ્રાપ્ત કરવાથી તે ધંધો સ્વતંત્ર રીતે કરવાની તેમજ ધંધાને અંગે સાફ છાપકામ કરાવવાની કળા અને રસીકતા કેળવાશે તથા સામાન્ય બુદ્ધિના વિદ્યાર્થીઓને ધંધા અથવા નોકરીનું એક સાધન પ્રાપ્ત કરી શકશે.

આટલી યોજના પાર પડતાં બીજી પણ આવશ્યક જ્ઞાનની યોજના તૈયાર કરવામાં આવશે.

જ્ઞાતિના ઉત્સાહી સાધન સંપન્ન ગૃહસ્થોને આટલી જરૂરીઆતની વસ્તુઓ પૂરી પાડવાની આ એક ઉમદા તક છે.

## બીજી જરૂરીયાતો.

(૧) છાત્રાલયના સ્વતંત્ર મકાન માટે ન્હાની મ્હોટી રકમોની.

(૨) મકાન ફાળાની મહાલક્ષ્મીની છબીવાળી રૂપીઆ એકવાળી ટીકીટ ભરાવનાર ઉત્સાહી જ્ઞાતિ સ્વયંસેવકોની.

(૩) નાદુરસ્ત તબીયત વખતે સારવાર અને તુરતના વૈદિક ઉપચાર માટે દવાખાનાની વસ્તુઓ અગર તે માટે નાણાંની મદદ.

(૪) સારી લાયબ્રેરી બનાવવા માટે પુસ્તકો અગર તે માટે રકમ.

(૫) વાચનાલય માટે અઠવાડિક અથવા માસિક પત્રો અગર તે માટે રકમ

(૬) વણાટ કામ, ટાઇપ રાઇટીંગ, શોર્ટ હેન્ડ વિગેરે શિખવા તથા શિખવાડવા માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવા માટે પગાર કે શિષ્યવૃત્તિ પૂરા પાડવા માટે રકમો.

(૭) તિથિ ભોજનો માટે અથવા સાદા ભોજનો માટે ઇષ્ટ જનના સ્મરણાર્થે રકમો.

નીચેની તિથિઓ આજ સુધીમાં નોંધાએલી છે:—

(૧) રૂા. ૨૫૧ ) મહાવદ ૯ ના રોજ સ્વ. શામજી ચત્રભુજ ઓઝા (મોરબી) ની તિથિના ભોજનના.

(૨) રૂા. ૨૫૧ ) પોષ વદ ૮ ને રોજ સ્વ. ઓઝા શંકરભાઇ રામચન્દ્ર, (ખંભાતવાળા) ની તિથિ ભોજનના હા. સ્વ. ચંચળબાઇ.

(૩) રૂા. ૨૫૧ ) શ્રાવણ વદ ૧ ના રોજ સ્વ. ત્રવાડી હાવજી નારણજીની તિથિ ભોજનના હા. અનોપરામ હાવજી ત્રવાડી, ભાવનગર.

(૪) રૂા. ૨૫૧ ) ફાગણ શુદ ૧ ના રોજ સ્વ. બાઇ હરી તે સ્વ. હાવજી નારણજીનાં પત્નીની તિથિ ભોજનના હા. અનોપરામ હાવજી ત્રવાડી, ભાવનગર.

(૫) રૂા. ૨૫૧ ) માગશર શુદ ત્રીજના રોજ સ્વ. રેવાબાઇ તે સ્વ. અનોપરામ રાજારામની વિધવાની તિથિ ભોજનના, હા. મણીલાલ અનોપરામ ત્રિવેદી, ખંભાત.

(૬) રૂા. ૨૫૧ ) અષાડ શુદ ૧૫ અલીબાગવાળાં સ્વ. ચંચળબાઇની તિથિ ભોજનના.

(૭) રૂા. ૨૫૧ ) સ્વ. ગંગાબાઇની તિથિ ભોજનના હા. છોટાલાલ દલપતરામ કવિ, ભાવનગર.

(૮) રૂા. ૨૫૧ ) ભાદરવા વદ ૧ ના રોજ સ્વ. મોતીલાલ મગનલાલ શાહની તિથિ ભોજનના હા. નારણલાલ મોતીલાલ બુકસેલર, અમદાવાદ.

બીજી એક તિથિ સ્મારકની રકમ માટે એક ગૃહસ્થ તરફથી વચન મળેલું છે. તેમના તરફથી રકમ આવી જતાં તે જાહેર કરવામાં આવશે.

અન્ય ઉત્સાહી જ્ઞાતિ ગૃહસ્થોને પોતાના સ્વર્ગસ્થ સ્નેહીજનો, પ્રત્યેનો ભાવ દર્શાવવા માટે તથા તેમના પ્રત્યેનું ઋણ અદા કરવા માટે તિથિ સ્મારકની આ રીત ઉત્તમ છે. જ્ઞાતિબંધુઓ આ પ્રકારની વિશેષ મદદ આપવા પ્રેરાશે એવી વિનંતિ છે.

ઉપરની જરૂરીયાતો પૂરી પાડવા માટે ન્હાની અથવા મ્હોટી નાણાંની સહાય્ય આપવા માટે જ્ઞાતિના ઉત્સાહી, તેમજ જ્ઞાતિના બાળકો માટે લાગણી-ધરાવનાર સાધન સંપન્ન ગૃહસ્થો પ્રેરાશે એવી વિનંતિ છે.

મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. બ્રા. કેળવણી મંડળ.
રીલતખાના ૪૧૦૩-૬ અમદાવાદ.

## શ્રી મહાલક્ષ્મીજીની છબીવાળી રૂપીઆ એકવાળી મકાનફાળાની ટીકીટો

ડૉ. માણેકલાલ મંગળજી ઓઝા, ઉમરા.
૫ દેવચંદ નેમીદાસ કચ્છ માંડવી, હાલ કલકત્તા.
૨ સોની વજેશંકર શંભુ અંજાર- હાલ કલકત્તા.
૨ પોપટલાલ છવરામ „
૧ નરભેશંકર પોપટલાલ દવે „
૧ ગવરીશંકર ઇચ્છાશંકર „
૧ હરજીવન ખોડીદાસ કચ્છભુજ.
૧ સોની ગંગારામ ખોડીદાસ „
૩ સોની ભગવાનદાસ „ „
૧ સોની દેવજી ઠાકરશી „
૧ સોની ગોવનજી થાવર „
૧ સોની દેવજી જાદવજી „
૧ ઓઝા કરનારામ જદુરામ „
૧ મહાશંકર વૈજનાથભાઈ „
૧ પોપટલાલ ગવરીશંકર ઓઝા„
૧ ભાઇશંકરભાઇ „ „ „
૧ મેલજી પારેખ „ „
૧ મુળજી વી. રામદાસ „
૧ ઓઝા મંગળજી નારણજી „
૧ ત્રવાડી લધુ દુર્લભજી „
૧ ભગવાનજી રાજપાળ „
૧ ઉમેશચંદ્ર ચેતરજી „
૨ જી. બી. ચંદર „
૨ રામ સરજીવન „
૫ મણીશંકર રેવાશંકર ઓઝા „
૩ ઇશ્વરલાલ રેવાશંકર ઓઝા „
૪ મંગળજી નારણજી ઓઝા „
૨ માણેકલાલ મંગળજી ઓઝા „
૨ ગુલાબશંકર મંગળજી „ „

---

૫૫

ડૉ. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી અમદાવાદ
૧ સુખશંકર પ્રાણશંકર ઓઝા કુણઘેર.
૧ રા. ગીરજાશંકર ત્રીભોવનદાસ મોડાસા.
૫ છોટાલાલ દલપતરામ કવી, ભાવનગર
૧ પુરૂષોત્તમ મયાશંકર દવે દસ્ક્રોઈ
૧ એક ગૃહસ્થ અમદાવાદ
૧ વૈદ લક્ષ્મીશંકર દલપતરામ બરવાળા
૧ ચત્રભુજ ઘેલાભાઈ દવે અમદાવાદ.
૧ કાળીદાસ વસંતજી દવે „
૫ રા. રઘનાથ. મંગળજી ઓઝા જમશેદપુર
૧ રા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રીવેદી અમદાવાદ

---

૧૮

---

૫

માણેકલાલ મંગળજી ઓઝા. ઉમરા.
૨ સુનીલાલ ઉમીઆશંકર ઓઝા ઝરીઆ.
૧ એક ગૃહસ્થ „

ડા. અમૃતલાલ શિવશંકર ત્રિવેદી
ઝરીઆ.

૫ મીસ્ત્રી રતના મેપા બરમો
૪ મીસ્ત્રી રામજી ટરમણ ,,
૨ ઠકર જેઠા ગોવિંદજી ,,
૨ મીસ્ત્રી અરજણ રણમલ ઝરીઆ
૨ અમ્રતલાલ શિવશંકર ત્રિવેદી ,,
૧ મીસ્ત્રી પ્રેમજી મેઘજી ચુડાસમા ઝરીઆ.
૧ મીસ્ત્રી હીરજી રણુ ચહુઆણું,,
૧ સેવક નારણુ ઇશ્વર ,,
૧ શેઠ જટાશંકર રામજી બરમો
૧ ઠકર માધવજી ગંગાધર ,,
૧ ઠકર લાલજી કરશન ,,
૧ શેઠ મણીલાલ
૧ મનજી દેશી
૧ મોહનલાલ બેચરલાલ
૧ શેઠ રતનશી મુરારજી ઝરીઆ

---

૨૫

ડા. ભાઇશંકર મણીશંકર દવે
એન્ટબી.

૧ રા. ગુલામહુસેન અબ્દેરસુલ
૧ રા. ભાઇશંકર મણીશંકર દવે
૧ રા. દતાત્રય બાપુરાવ નાયક
૧ રા. વજેશંકર ગંગાશંકર રાવળ
૧ રા. દરજી દેવશી લાધા
૧ રા. મોચી ધનજી જીરા.
૧ રા. સોની મોહનલાલ રણમલ
૧ રા. જે. ટી. ઠાકોર.
૧ રા. વોરા ઇબરામજી અલીભાઇ
૧ રા. શેઠ ચંદરજી કાનજી
૧ રા. સોની ભીમજી માધવજી
૧ રા. દીવેશ્વર સુંદરજી મેતા.
૧ રા. શેઠ મગનલાલ જમનાદાસ
૧ રા. નારણ જીવા.
૧ રા. રેવાશંકર હરજીવન જોશી
૧ રા. ઓસમાણ ઇબરામ મીસ્ત્રી
૧ રા. ધીરજલાલ કાશીરામ
૧ રા. ઇશ્વરલાલ મણીશંકર દવે
૧ રા. ન્યાલચંદ ગોકળદાસ કોઠારી
૧ રા. શેઠ તાજભાઇ અબદુલઅલી કરેડુ.
૧ રા. મીસ્ત્રી કેશવજી સવજી
૧ રા. પુરસોતમભાઇ શુકલ
૧ રા. હીમતરામભાઇ ત્રીવેદી
૧ રા. બાલકૃષ્ણ
૧ રા. મીલખીરામભાઇ

---

દરેક ટીકીટની બે શિલિંગ પ્રમાણે એટલે ૫૦ શિલિંગના રૂા. ૩૪-૬-૦ આવ્યા.

૧૨૭-૬-૦ કુલ.

૯૨૫-૧૩-૦ જાન્યુઆરિના અંક સુધી
——— જાહેર થએલા.

૧૦૫૩-૩-૦ કુલ.

# જાહેર ખબર.

ભાવનગર બોર્ડીંગ હવે બેળાસર ખોલવાની છે. એટલે તેમાં દાખલ થવાની ઉમેદ રાખતા શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના વિદ્યાર્થીઓએ ફેબ્રુઆરીની આખર સુધીમાં નીચેને શીરનામે અરજી મોકલવી. બોર્ડીંગમાં દાખલ કરવાની મુખ્ય શરતો નીચે પ્રમાણે છે:—

૧ હાઇસ્કુલ અથવા કોલેજમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીને દાખલ કરવામાં આવશે.

૨ દર માસે રૂ. ૧૦ ) દસ રૂ. બોર્ડીંગની ફી લેવાશે.

૩ ફંડની સ્થીતી ઉપર નજર રાખી ફી તથા હાફ ફી ( વિદ્યાર્થીની સ્થીતી જોઈ ) રાખવામાં આવશે.

૪ સ્કુલ ફી, પુસ્તકો, કપડાં તથા પથારી વિદ્યાર્થીઓ પોત પોતાના લાવવાં.

૫ બોર્ડીંગના ધારા ધોરણ પ્રમાણે વર્તવું.

સોનગઢ
તા. ૨૬-૧-૧૯૨૪

હરગોવિંદ મણીશંકર
માણેકજીની વાડી.
ભાવનગર.

---

## અમદાવાદના છાત્રાલયમાં દાખલ થવા ઇચ્છતા નવા વિદ્યાર્થીઓને જાહેરાત.

અમદાવાદની નિશાળોમાં નવા વર્ગો તા. ૧ લી માર્ચથી શરૂ થશે. તેથી જે વિદ્યાર્થીઓ અમદાવાદના છાત્રાલયમાં દાખલ થવા ઇચ્છતા હોય તેમણે દાખલ થવાના નિયમો તથા દાખલ થવા માટેની અરજીના ફોર્મ તા. ૨૫ મી ફેબ્રુઆરી સુધીમાં ભરી મોકલવાં. ફાળાની સ્થિતિના પ્રમાણમાં લાયક વિદ્યાર્થીઓને મફત અથવા અર્ધ મફત આપવામાં આવશે. પેઇંગ વિદ્યાર્થીઓ પાસેથી માર્ચથી મે સુધીની મુદતના રૂ. ૩૦ લેવામાં આવશે.

આના ૪૧૦૩-૬ }
અમદાવાદ. } મન્ત્રીઓ-શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

Reg. No. B. 1412.

# श्रीमाळी शुभेच्छक.

सत्यंवद । धर्मंचर । स्वाध्यायान्माप्रमदः । उपनिषद्
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ श्री. भ. गीता.

वर्ष ५ मुं.] मे-१९२५. [अंक ५ मो.

## વિષયાનુક્રમણિકા.



तंत्री अने प्रकाशक
त्र्यंबकलाल शिवशंकर त्रिवेदी, एम. ए.
दोलतखाना, ४१८३-८६—अमदावाद.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરલાલ અમૃતલાલે છાપ્યું.
ચાંદેખરીની પોળ રાયપુર—અમદાવાદ.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छत्यशुभं यः स्वपरस्य नित्यं कुर्वन्त्यशुभं कुलदेवी तस्य।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाली शुभेच्छक इच्छतीदम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સૂત્રનો દરેક જણ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. રા. મ. અવાચી)

પુ. ૫ મું.] મે-૧૯૨૪ [અંક ૫

## सरलताज रसाळ छे.

( ગઝલ. )

૧

ચાહું ન સાગર સોયના,
    ન્હાની શી ચાહું વીરડી;
નહિ કોઇ કીર્તિ ચંદના,
    અમર રહો મુજ દીનડી.—

૨

વાંચ્છું ન વિધવિધ વૈભવો,
    સાદાઇ મ્હારી મોટી;
મીઠા વચનો નવ ભણે,
    મુજ મિત્રમંડળી છોટી.—

૩

અભિલાષ ના અધિકારના,
    હું પ્રેમને આધીન છું;
સત્તા, મહત્તા, શું કરૂં?
    દિલથી પૂરો સ્વાધીન છું.—

૪

ચાહું ન હર્મ્ય હવેલીઓ,
મુજ કુટિર આકઝમાળ છે,
મોદામાં છે મગઝમારી,
સરલતાજ રસાળ છે.

ગિધા. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

## धुज लींबडी.

સાક રીટ પહેલાંજ લીંબડીના એ રાજમાર્ગ અને ભવ્ય એ ટાઉનહોલ આજથી દોઢ વર્ષ પહેલાં શ્રીમાળી બાંધવોથી ઉભરાઇ રહ્યાં હતાં. આજે એજ માર્ગ અને એજ હોલ ઉદીચ્ય બંધુઓથી ઉભરાયો. આ બન્ને બ્રહ્મસંમેલનોની હવે સમાનતા અને ભિન્નતા તપાસીએ. જ્ઞાતિના પ્રમાણમાં ઉદીચ્ય બન્ધુઓની તેમની પરિષદ્‌માં હાજરી ખૂબ ઓછી કહેવાય; જ્યારે વીશ વર્ષ પછી જન્મેલી પરિષદ્ મૈયાના પૂજનમાં શ્રીમાળી બન્ધુઓ સારી સંખ્યામાં ઉતરી આવ્યા હતા. આપણા ભાઇઓમાંની ઘણીજ અલ્પ સંખ્યાએ પરદેશગમનના પ્રાયશ્ચિતનો ઠરાવ ન સ્વીકાર્યો, જ્યારે ઉદીચ્ય બ્રહ્મસમાજે પરદેશ જઇ આવેલા ગૃહસ્થને ( શ્રી. શુક્લ બૅરીસ્ટરને ) સમાજમાં અગ્ર મૂક્યા. અમુક બાબતોમાં પરસ્પર વિરોધ છતાં આવા પ્રકારની ઉદારતા હજી આપણામાં આવી નથી. આપણી જ્ઞાતિમાં કેટલાક નરરત્નો આજ આપણાથી દૂર રહ્યા છે. તેનું કારણ આપણા મ્હોટા સમૂહની ઉદાસીનતા કે વિરોધની લાગણીજ છે. પણ આ વિષયપર ચર્ચા આ સ્થળે કરવી નથી. અક્ષતયોની વિધવાનાં પુનર્લગ્નના ઠરાવને બ્રહ્મસમાજે બહુમતિએ ઉડાડી મૂક્યો. મ્હને એમ લાગે છે કે આ ઠરાવ મૂકવામાં જરા ઉતાવળ થઇ છે. આપણી પરિષદ્‌માં પણ એક સારા કેળવાયેલા ગૃહસ્થ, બાળલગ્નના સ્થાને વિધવાના પુનર્લગ્નની વાત ચર્ચવા માગતા હતા. તેમણે એ વાત ત્યારે ઉપસ્થિત ન કરી એ ઠીકજ થયું હતું. ઉદીચ્ય જ્ઞાતિમાં આજ ઘણા સ્થળોએ બોર્ડિંગો છે; પણ લીંબડીમાંજ બોર્ડિંગ ઉભી કરવા થોડાજ કલાકમાં રૂા. ૪૫૦૦૦ જેટલું ફંડ કર્યું. કેળવણીની જરૂર હજી આપણી જ્ઞાતિમાં સમજાઇ નથી એ ખરેખર કમભાગ્ય છે!

આપણી ગઇ પરિષદ્‌ની બેઠક વખતે કેટલાક ધનાઢ્ય અને જ્ઞાતિની કેળવણીની દાઝ ધરાવનારા ગૃહસ્થો તરફથી અમદાવાદ બોર્ડિંગના ફંડ માટે અપીલ બહાર પાડવા સૂચના થઇ હતી, પણ તેથી અમુક પક્ષનું દિલ દુભાય એ બ્હીકથી તે સૂચના અમદાવાદ બોર્ડિંગના કાર્યવાહકોએ તે વખતે ન સ્વીકારી. આવા પ્રસંગોએ એવું એક સામાન્ય ફંડ ઉભું કરવા હીલચાલ શા માટે ન ઉપાડવી ? એ સામાન્ય ફંડ જ્ઞાતિની કેળવણી માટે અને જ્ઞાતિમાં આવશ્યક સુધારા કરવા માટે યોજવાના ઉપાયોમાં વાપરવાનું નક્કી કરવું જોઇએ. કેટલીક જગ્યાએ રૂઢિના અંગે વિવાહાદિકમાં ભોજન તથા કપડાં ઘરેણાંમાં ખર્ચ પરાણે કરવો પડે છે. કન્યાનો પિતા પહોંચતો નથી હોતો તો પોતાની ઇચ્છા વિરૂદ્ધ થોડી રકમ લઈ વિક્રય કરે છે. આવે વખતે ઉપરના સામાન્ય ફંડમાંથી જરૂરની મદદ આપી શકાય. નિરાધાર વિધવાઓની સ્થિતિ પણ ઉપરના સામાન્ય ફંડમાંથી સુધારી શકાય. આવા અનેક ઉપયોગો આ સામાન્ય ફંડમાંથી થઈ શકે. આવા ફંડની હીલચાલ પરિષદ્ કે દેશનેહા જેવા પ્રસંગે હાથ ધરવીજ જોઇએ.

ઉપરની રકમમાં લીંબડી ઠાકોર સાહેબે સારો આશ્રય આપ્યો છે. પણ તેમાં પક્ષપાત નથી. તેમાં તો ઉદીચ્ય ગીરાસદારોનો ગંભીર સવાલ રહેલો છે. આ સિવાય અમુક પ્રાન્ત કે સમવાના યુવક મંડળો સ્થપાયાં, તેનું કાર્યક્ષેત્ર નક્કી થયું, બ્રહ્મસમાજની કાર્યવાહી વધારે ઉપયોગી બનાવી–વગેરે થયું. હાજરી ઓછી પણ થયેલા ઠરાવોના અમલ થવા તરફ સૌની ઇચ્છા જણાઇ આવે છે. આપણી પરિષદ્‌ના બહ્લામણ રૂપ ઠરાવોનો અમલ આ દોઢ વર્ષમાં ક્યાં કેટલો થયો એ સૌ જ્ઞાતિભાઇ પોતાના ગામના પ્રમાણે જાણે છે, પણ ઉલટો એવો ભાસ થયો છે કે પરિષદ્ પછી ઘણાં સગપણો તૂટયાં કન્યા વિક્રય વધ્યો વગેરે. આ ખરી રીતે સાચું નથી. કારણ કે પરિષદ્ પહેલાં પણ સગપણો તો તૂટતાં, પણ તે બનાવ પ્રસિદ્ધિમાં નહોતા આવતા. પરિષદ્‌ના અને જાહેર જાગૃતિના પરિણામે એ બનાવો તરત પ્રકાશમાં આવવા લાગ્યા પણ બીજી રીતે તપાસીએ તો સગપણો તૂટવાં એ એમજ બતાવે છે કે ન્હાનપણમાં સગપણ નજ કરવું. સગપણ તોડનારો નાતબહાર મૂકવો તેના કરતાં સાચો રસ્તો તો એ છે કે નાનપણમાં સગપણજ ન કરવું ન્હાનપણમાંથી સગપણ થતાં પાછળથી છોકરા કે છોકરીમાં કોઈ કારણે અંગની કે મનની ખોડ જણાય તો સગપણ તોડવું એ વાંધા ભરેલું કૃત્ય નજ ગણાય. આવું સગપણ તોડવું એ વાંધા ભરેલ મણી

જે બન્ધન સ્ત્રી જીંદગીભર પોતાને જેવો હોય તેવા પતિ સાથે બંધાયલી છે તે-લગ્નથી આવી પડે છે તે બન્ધનને આપણે સગપણથી અમલમાં મૂકીએ છીએ, અને એ મૂર્ખાઈ જ છે. પણ જો કોઈ માણસ આવું બહાનું કાઢી પોતાની વધારે રકમ લેવાની વૃત્તિ દાખવે તો તે કામ બેશક નિન્દ્ય છે, અને તેથી તેનો તરત બહિષ્કાર થવો જોઇએ. પણ ક્યાં છે એવો બહિષ્કાર કરવા આપણું પટેલ મંડળ? નાતના પટેલીઆઓ કાંઇ સારૂં કરવા તૈયાર નથી અને ખોટાને અટકાવવા શક્તિમાન નથી!! યુવાન વર્ગ આ કામ ઉપાડે છે તો તેને નિન્દી કઢાડે છે. લીંબડીની આપણી પરિષદ્ પછી ગોહલવાડમાં–ભાવનગરમાં આપણી બીજી પરિષદ્ મળે એવું ગોહેલવાડ વાસીઓ પણ ઇચ્છતા હતા. તેવામાં વળી પ્રાન્તીય પરિષદની હિલચાલ થઇ. પ્રાન્તીય પરિષદ્‌માં એક મહોટામાં મોટી અવ્યાવહારિકતા એ રહે છે કે એકજ પ્રાન્તમાં આપણી બન્ને શાખાઓનાં કુટુમ્બો છે; એટલે પરિષદ્‌ના ઠરાવો બીજા પ્રાન્તના તે તે શાખાના ગૃહસ્થો ન પણ સ્વીકારે; અને તેથીજ તેવી પ્રાન્તીય પરિષદ્ કરતાં તો શાખાની પરિષદ્ વધારે આવકારદાયક અને વ્યવહારુ ગણાય. તો પણ એ હિલચાલને, એક નમાલા પ્રસંગને કેટલાક ઓરમ વિરોધીઓએ કાગને વાઘનું રૂપ આપી, ભાંગી પાડવા યત્ન કર્યો છે. મહુવાના યુવક પ્રતિનિધિઓએ ભાવનગરની નાતની ભૂલ બતાવવામાં ભૂલ કરી હોય તો વૃદ્ધોનો અને સમજુઓનો તો ધર્મ છે કે તે ભૂલ તરફ ક્ષમાદૃષ્ટિ રાખી પોતાના અનુભવનો લાભ દેવો. પણ આમાં તો સમજુ અને અણુ સમજુ સૌ ગાગાગાગીમાં ઉતરી પડયા જેવું થયું છે!

પ્રાન્તીય પરિષદ્ ભરવી એતો સહેલી વાત છે. આપણા દેશતેડાં એ પ્રાન્તીય પરિષદોજ છે. એક ગૃહસ્થ પોતાને ત્યાંના દેશતેડાના પ્રસંગે બાર કે પંદર ગામને નિમન્ત્રણ આપવાને બદલે સમગ્ર પ્રાન્તને આપે, અને એમ કરવાથી થોડો વધારે ખર્ચ થાય તો દક્ષિણા ન આપે તો બન્ને અર્થ સચવાય છે. આ સૂચના કોઇ ગૃહસ્થ ઉપાડી અમલમાં મૂકશે તો પ્રાન્તીય પરિષદો ઘણી મળી શકશે, આવી રીતે પ્રાન્તીય પરિષદ્ બોલાવવામાં નથી તો વધુ ખર્ચ, તેમ નથી પડતી મહોટા સમૂહની સગવડ માટે મુશ્કેલી. દેશતેડું કરનાર ગૃહસ્થ સમગ્ર પ્રાન્તને નિમન્ત્રણ મોકલે, બધી વ્યવસ્થા કરવામાં જરૂર પડે તો વધારે માણસોની મદદ લે. સ્થાનિક ગૃહસ્થો દ્વારા પ્રમુખની ચુંટણી કરે અને ઓછામાં ઓછા છતાં અતિ જરૂરી અને વ્યવહાર ઠરાવો નક્કી કરી તેનો અમલ કરવા જવાબદાર મંડળ નીમે તો સરસ

કામ તે પ્રાન્તે કર્યું કહેવાય. અને તેનું કામ જોઇ બીજો પ્રાન્ત પણ એમ કરવા લલચાય એ લાભ તો જુદોજ. આવી રીતે લગભગ બધા પ્રાન્તોની પરિષદ્ ભગી ગયા પછી બબ્બે વર્ષના અંતરે એક મહાપરિષદ-સમગ્ર જ્ઞાતિની પરિષદ મળે. આ કામ પણ બધા પ્રાન્તોનાં મંડળો ઉપાડી લે તો ખર્ચાળ કે મુસ્કેલી ભરેલું નજ બને.

આશા છે કે ઉપરની સૂચના મુજબ એકાદ ગૃહસ્થ અવસ્ય નિકળશે કે જે પોતાને ત્યાંના મ્હોટા પ્રસંગે પ્રાન્તીય પરિષદ બોલાવી, બીજાં પ્રાન્તોને દાખલો આપશે.

કાલિદાસ વસનજી દવે.

## आशा.

હૃદયમાં જ્યારે ભયનાં વાદળ ઉભરાય,<br>
મ્હારો માર્ગ અતિશય લાંબો હોય,<br>
અને જીવન શાહે જ્યારે હું ભૂલો પડયો હોઉં,<br>
ત્યારે મ્હારા હૃદયની સંભાળ તું લે મ્હારા હૃદયનાથ!<br>
અને તેમાં ત્હારો નિવાસ કર.<br>
એજ મ્હારી આશા પ્રભુ!

સુમન.

## પ્રકરણ ૯ મું.

## ધર્મની વ્હારે.

લેખકઃ મગનલાલ ત્રિવેદી.

ગયા અંકથી ચાલુ.

× × × ×

"મ્હારી આંખ્યો ઉઘડી ત્યારે હું એક એકાંત સ્થાનમાં આવેલા દેવળમાં જમીન પર પડી હતી. આસપાસ ગીચ જંગલ છવાયું હતું, મનુષ્યનો પગરવે ન હતો. હું ઉભી થઇ, ચોતરફ એક ઉંડી દૃષ્ટિ નાખી, પરન્તુ એકમેકમાં ગુંચવાએલી વૃક્ષની ડાળ્યો સિવાય કશું મ્હારી નજરે ન પડયું. દૂર દૂર હરણાંઓ લીલોતરી પર ચરી રહ્યાં હતાં. અને કોક કોક સ્થળે પક્ષિઓ કલ્લરવ કરતાં. તે સિવાય સર્વત્ર શુન્ય હતું.

"હું પુનઃ દેવળમાં ગઇ, પરન્તુ ત્યાંએ પ્રલયકાળ પછીની શાન્તિ છવાઇ રહી હતી. જીર્ણ મંદિર, ચોપાસ જર્જરીત થઇ ગએલી ભીંતો અને કેટલાએ કાળથી અપૂજ પડેલું શિવનું લીંગ-રક્ત વનપશુઓને નિવાસ કરવાનું-પક્ષિઓને માળા બાંધવાનું સ્થાનજ થઇ પડેલું. ઉપરના તુટી ગએલા ઘુમ્મટમાંથી વૃક્ષની ડાળમાં કોક કોક વાર પુષ્પ વેરી શિવના લીંગને અર્ચતી, કોક વાર આકાશમાં મેઘમાળા ન્હડી આવતી અને એ અપૂજ દેવને અભિષેક કરી જતી.

"સર્વત્ર શાન્તિ હતી. પવન પણ સ્થિર હતો. વૃક્ષોયે ધ્યાનસ્થ મુનિવર સમા નિશ્ચળ ઉભા હતા. ફક્ત મ્હારા હૃદયમાંજ અશાન્તિ હતી, મ્હારા ન્હાનકડા હૃદયમાં તુમુલ તોફાન મચી રહ્યું હતું. અનેક તરંગ ઉઠી રહ્યા હતા.

"એ તરંગોને અધિક ઉછળાવતો ગોરાર ભટ એકાએક મ્હારી દૃષ્ટિએ

પડયો. દેવળમાં આવી તે એકદમ નીચે પટકાઇ પડયો. મ્હારા સામું જોઈ ત્હેણે એક નિસાસો મૂક્યો." "છોકરી! ત્હારા નશીબજ ઉંધા છે. રામશંકર ડોસા ગુજરી ગયા અને મ્હારી ધારણા સદાયની નાશ પામી. તું..."

"શું રામશંકર ડોસા ગુજરી ગયા?" રસિકથી ન રહેવાયું.

"હા. મોરાર ભટ્ટે તે સર્વ મ્હને જણાવ્યું. ને દેવળમાં અમ્હારા લગ્ન થવાનાં હતાં અને ડોસા તે સ્થાને પહોંચવા રવાના થયા હતા. પરન્તુ જંગલની અર્ધી વાટ નહીં વટાવી હોય ત્યાંતો એક ઝેરી નાગે ત્હેને દંશ દીધો. ત્યાંજ તેઓ ચેતનહીણ બની રહ્યા.—મોરાર ભટ્ટ ત્હેમને અગ્નિ સંસ્કાર કરીનેજ આવ્યો હતો."

"ધર્મની વ્હારે પ્રભુ અવશ્ય થાયજ," ગોગિની મૈયા બોલ્યાં. રસિકે એક છુટકારાનો દમ મૂક્યો.

"મોરાર ભટ્ટ મ્હને ત્યાં એકલી મૂકી ચાલ્યો ગયો. 'તું અહીંજ રહેજે, બે દિવસ પછી હું પાછો અહીં આવીશ, તે વખતે ત્હારા લગ્ન અવશ્ય થવાના!' એટલું બોલી તે ઉતાવળે પગલે ચાલ્યો ગયો. અને હું આશ્ચર્યમિશ્રિત ભયથી તે નિહાળી રહી.

"ચોપાસ બિહામણું જંગલ, વનપશુઓનો ભયાનક મેળો અને મ્હારૂં બાળ હૃદય! હું બ્હાવરી બની ગઇ, બીકથી થરથર ધ્રુજવા લાગી, ભયગ્રસ્ત હરિણીશી આંખો વિકાસી રહી. ત્યાંતો એકાએક ભયાનક ગર્જના જંગલમાં ગર્જી ઉઠી અને ક્ષણવારમાં તો એક વિકાળ સિંહ મ્હારી સન્મુખ ખડો થયો. મ્હારા પ્રાણ ઉડી ગયા. હું બેભાન થઇ નીચે સરી પડી.

"અનિલ લહરીએ મ્હને મંદ મંદ સ્પર્શ કરી જગાડી. મ્હારા અંતરની બીક હજુ આથમી ન હતી, મ્હારી નજર સમક્ષથી તે વનરાજ હજુ અદ્રશ્ય થયો ન હતો. મ્હેં ધીમે ધીમે બીકમાં ને બીકમાં ચક્ષુઓ ઉઘાડી તો ન મળે તે કેસરી. દેવળની પાસે હરિયાળી પર હું પડી હતી, એક ન્હાનકડું હરણું મ્હારી પાસે ગેલી રહ્યું હતું.

"તે પળથીજ મ્હારા અંતરમાંથી બીક ઉડી ગઈ. મ્હને તે નિર્જન સ્થાનની કે તે નિબીડ અરણ્યની કશી બીક ન રહી. જેને સાક્ષાત વનરાજે કશી હરકત ન કરી તે તો જગતમાં અમર રહેવાજ સરજાયલી છે એમ

મ્હારા અંતરાત્મામાં થઇ રહ્યું. મ્હારા જીવનમાં અનેરૂં પરિવર્તન થયું. હું પ્રકૃતિ દેવીની એક બાલિકા સમી બની; નિર્લેપ, નિર્ભય, નિડર.

"તે હરિણ બાળ સાથે હું રમવા લાગી. કંદમૂળ મ્હેં આરોગ્યાં અને વનપુષ્પોની એક માલિકા કંઠે ધારણ કરી. પ્રકૃતિદેવીની ખાસ પ્રતિમા સમી ઉલ્લાસમયી, હું તે હરિણ સાથે નર્તવા લાગી. આમ્ર પર ફરકી રહેલી મંજરી સમી, વૃક્ષને આલિંગી રહેલી પુષ્પવલ્લી સમી હું નાચવા લાગી.

"એકાએક મ્હારૂં હરણું નાઠું. હું ત્હેની પુંઠળ પળી, દૂર દૂર નિકળી ગઇ. પરન્તુ તે ન ઝલાણું. કવિની કો કલ્પના સમું, અનિલની લહરી સમું, સમુદ્રના મોજાંના નૃત્ય સમું, તે ન ઝલાણું. ક્યાંથી ઝલાય? તે દૈવી હતું, મ્હારી મુક્તિ માટે પ્રભુએ ત્હેને મોકલ્યું હતું, મ્હને તે મુક્તિના માર્ગ પ્રતિ દોરી જતું હતું. ત્હેને પકડવાની લાલચમાંને લાલચમાં હું ઘણે દૂર નિકળી ગઈ, દેવળની મર્યાદાથીયે દૂર, જંગલની સીમાથીયે પાર.

"નજર સમીપે એક રમ્ય પર્ણકુટી અને પાસેજ કલકલ વહતી નિર્મળી સરિતા, એક પછી એક પ્રકૃતિ માતાના અનુપમ સૌન્દર્યો મ્હને રીઝાવવા પધારતા હતા. હરણાની પાછળ હુંયે પર્ણકુટીમાં પેઠી અને-આ દેવીના મ્હને દર્શન થયાં. સમાધિસ્થ, અવિચળ, યોગમૂર્તિ આ માતાના મ્હને દર્શન થયાં.

"પછીના ચાર વર્ષ મ્હેં યોગિની મૈયા સાથેજ વિતાવ્યા. ત્હેમણે આદરેલા જનસેવાનાં કાર્યો કરતી. ત્હેની પાસેથી જ્ઞાનામૃતોનું પાન કરતી અને અંતરમાં એક આશાને ઉછેરતી. કોઇક વખત તે સેવા ધર્મી પ્રસન્નને મળવાની અને ત્હેણે આપેલું વચન યાદ દેવાની એકજ આશા અંતરે હતી.

"પ્રસન્નના તો દર્શન હજુ નથી થયાં, પરન્તુ મ્હારો માડીજાયો ભાઇ અણધાર્યો ને એકાએક મ્હને મળી આવ્યો, સ્વર્ગમાંથી ઉતરી આવ્યો."

× × × ×

"ભાઇ, પ્રભુ ધર્મને પંથે પળનારાને અવશ્ય સહાય કરે છે એનો આ પ્રત્યક્ષ દાખલો. તે નિર્જન અરણ્યમાં મ્હેનું શું થાત. અવશ્ય વનપશુઓનો તે ભક્ષ થાત. પરન્તુ પ્રભુએ હિંસક પ્રાણીઓને હૃદયે યે દયા ઉપજાવી. સિંહ સમાયે ત્હેને નમન નમી જંગલમાં ચાલ્યા ગયા. અને મ્હારૂં હરણું તો તે જંગલ તરફ કદી જતુંજ નહીં. ત્હેનેયે પ્રભુ પ્રેરણા મળી. ત્હેના હૃદયમાં સ્ફૂર્યું કે મ્હારા સમું એક નિર્દોષ માનવબાલ આ જંગલમાં

પુરાઇ રહ્યું છે. તે ત્હેનું માર્ગદર્શક બન્યું, ત્હેને મ્હારી પાસે દોરી આવ્યું એ સર્વ પ્રભુનીજ કૃપા !

"અને શાન્તાનું હૃદય તો મ્હને પુરૂંજ ઓળખાયું. મ્હારા કરતાંયે વધારે ચાહ મેળવવા તે ભાગ્યશાળી થઈ છે. ત્હેની મમતા નિહાળી કોઈ ઘડીભર મ્હનેયે ભૂલી જાય. ત્હેની એ ભાવનાની પરંશાજ લેખું છે. પ્રભુ એવા વિશ્વપ્રેમીને સ્હાય કેમ ન કરે?

"માતા ! એ સર્વ ત્હમારોજ પ્રભાવ, ત્હમારીજ અનુકંપા." રસિક અને શાન્તા યોગિનીના ચરણ કમળમાં ઢળી પડ્યાં.

યોગિનીના નેત્રોની નિર્મળ કાન્તિ બન્નેપર અમૃત વર્ષાવતી કરી રહી.

અપૂર્ણ.

---

# દેવનું નૈવેદ્ય.

વહાલા બંધુઓ ! યાદ રાખજો કે હવે સાકરની ગાંગડીના નૈવેદ્યનો વખત નથી. તમે દોઢીઆની સાકર લઇને મહીનો દીવસ ચલાવીને શિવને રાજી કરતા, એમ હવે કાંઈ બનવાનું નથી. સાકરની કટકીના નૈવેદ્યથી શિવ ખુશી થઇ જતા એ જમાનો ગયો. જ્યારે હિંદુસ્તાનમાં કોઇકજ ઠેકાણે સાકર બનતી, જ્યારે ગામડાઓમાં સાકર મળતી નહોતી જ્યારે કોઇ ચોમતોજ વાર તહેવારે સાકર વાપરતા હતા અને જ્યારે ગરીબોને સાકરની કાંઈ પણ ચીજ મળે ત્યારે સાકરના નૈવેદ્યથી મનમાં મોટા ઉત્સવ જેવું લાગતું હતું ત્યારે સાકરના નૈવેદ્યથી શિવ ખુશી થતા હતા અને તે વાત જુદી હતી પણ આજે જ્યારે તમે, અને દરેક જાતના માણસો દિવસમાં બે વખત સાકરની ચા પીઓ છો, આજે જ્યારે રૂપીઆની બાર શેર સાકર મળે છે, આજે જ્યારે આપણે પાંચ રૂપીઆના બુટ પહેરીને ફરીએ છીએ, આજે જ્યારે આપણે પાનસોપારી કે તંબાકુમાં હાલતે ચાલતે ચાર આના ખરચી નાંખીએ છીએ, અને આજે જ્યારે આપણે વાત કરતાં પાવલી આઠ આના ગાડી ભાડામાં ખરચી નાખીએ છીએ, ત્યારે સાકરની કણીમાં શિવ સમજી જાય નહિ.

ભાઇઓ; જેઓ સાકરની ગાંગડીનું નૈવેદ્ય, શિવને ધરતા હતા તેઓની સવા હાથની લંગોટી પણ ફાટેલી હતી, એટલુંજ નહિ પણ લંગોટી બાંધવા માટે કમ્મર ઉપર જે દોરડું બાંધ્યું હોય તે પણ ત્રણ ચાર ગાંઠાવાળું હોય, એ તમને ખબર છે કે ? તેઓ કાંઇ પચાસ રૂપીયાના શેલાં વાપરતાં નહોતા; માટે આપણી સમૃદ્ધી વધી છે. આપણા વિવેકો વધ્યા છે, આપણા આડં-બરો વધ્યા છે અને આપણી વિદ્યા વધી છે તેમજ શિવ તરફની આપણી ફરજો પણ વધવી જોઇએ. શિવને ખુશી કરવા માટે હવે સાકરની ગાંગડીમાં નહિ પડયા રહેવાં હવે તો આપણે સદાવ્રતો ચલાવવાં જોઇએ, દવાખાનાં બંધાવવાં જોઇએ, સ્કુલો, તથા કોલેજો તથા બોર્ડીંગોને મદદ કરવી જોઇએ હુનરકળાને ઉત્તેજન આપવું જોઇએ, વિદ્વાનોનો સત્કાર કરવો જોઇએ, નવિન શોધકોને મદદ કરવી જોઇએ, ગરીબ ખેડુતોને તેઓની જરૂરની હાજતો પ્રમાણેની સગવડો કરી આપવી જોઇએ. અને જેમ બને તેમ કોઇ પણ રીતે આપણા દેશને તથા આપણા ભાઇબંધોને આપણે વધુમાં વધુ ઉપયોગી થઈ શકીએ એવીજ ઇચ્છા રાખવી જોઇએ. તોજ સદાશિવ પ્રસન્ન થશે. એ વિના સાકરની કટકી શિવને ધરીને પાછી પોતાનાજ મોઢામાં મૂકી દેવાંથી કંઈ આત્માનું કલ્યાણ થવાનું નથી. એ નક્કી સમજજો.

બી. એમ. ઓઝા.

# मारी मुसाफरी.

હું અગાઉ મારી મુસાફરીના હેવાલો આપતો આવ્યો છું જેમાંની ઘણી હકીકત જાણવાજોગ હોવાથી વાંચનારાઓની રૂચી તે તરફ વધારે જાણવામાં આવી છે તેથી જેમ પ્રસંગવશાત મુસાફરી કરૂં છું તેમ તેમ તેમાં મને જે કાંઇ જાણવા જેવું જણાય છે. તે પ્રસિદ્ધ કરવાનું મન થઈ આવે છે. ઇશ્વર ઇચ્છાએ મારી મુસાફરી વધતીજ જાય છે. આવા હેવાલો પ્રગટ થવાથી ઘણે અંશે લાભ છે એ નિર્વિવાદ છે. તેથી પણ આવા હેવાલો આપવાનું મન થઈ આવે છે. છેલ્લા બે મહિનામાં મારે મુંજપુર, સમી, રાધનપુર, પાલીતાણા, મહુવા, ભાવનગર, જુનાગઢ વિગેરે સ્થળોએ ફરવાનું થયું હતું અને તેથી ક્રમે ક્રમે આ સ્થળોના હેવાલો આ નીચે આપું છું

મુંજપુર—પાટણથી જુદા પડ્યા ત્યારથીજ આ ગામમાં આપણી વસ્તી મોટા પ્રમાણમાં વસી રહી છે. મુંજપુર એ છે તો નાનું ગામડું તો પણ ત્યાં અત્યારે સોએક ઘરની વસ્તી છે. રાધનપુર રાજ્યનો મુંજપુર એ કસ્બો છે. ત્યાં વહીવટી કચેરી છે. હારીજ સ્ટેશથી ૭ ગાઉ થાય છે. મુંજપુરની આસપાસ સમી, ચંદુર, જાખનામાં આપણી વસ્તી છે. ચાણસ્મા પાસે રૂપપર છે ત્યાંપણ બે એક ઘર છે. આ બધા ગામોનો વ્યવહાર મુંજપુર સાથે છે. કારણ કે બધાનું મુળ સ્થાન મુંજપર છે. મુંજપરમાં આશરે ૧૫૦ ના આશરે ઘરો હતાં. આ સ્થળોમા સામવેદી કરતાં યજુરવેદીની સંખ્યા મોટા પ્રમાણમાં છે. અત્યારે સો ઘરમાંથી દશેક ઘર સામવેદીનાં છે. આ સ્થળોમાં કન્યાવિક્રય બહુ છુટથી થાય છે. પૈસાના લોભથી બહાર બહુ દુર કન્યાઓ આપતા. હાલમાં તે પ્રથા બંધ થઇ છે. કોઇ રડયું ખડયું બહાર-દુર આપે છે. મુંજપરમાં કન્યાઓની સંખ્યા પંદરેકની, જ્યારે મુરતીઆ ૪૦ ૫૦ છે. ૨૫ ઉપર વિધવાઓ છે. દેશાવરના લોકો આ તરફ કન્યા નથી આપતા. આથી સ્થિતિ કફોડી થઇ પડી છે. સંખ્યા ઘટી છે. ઘરો પણ નોકરી વ્યાપારાર્થે બહાર ગામ રહેવા ગયા છે. કેટલાક નિર્વંશ ગયા છે. અત્યારે પણ ૫-૧૦ ઘરો પણ ફક્ત નામનાજ છે. એક પાઠશાળા ચલાવવામાં આવે છે. ત્યાં ત્રાનિ વિદ્યાર્થીઓ નિત્ય કર્માદિ શાસ્ત્રી પાસે શીખે છે. બે તો માતાજીનાં મંદિરો છે. એક બ્રહ્મપોળમાં છે. બીજું ત્રવાડી વાસમાં. ઘણાઓને જમીન છે. કેટલાકો ખેતી કરે છે. પણ મુખ્યત્વે યજમાન વૃત્તિ

ઉપર આધાર છે. જ્ઞાતી કેળવણીમાં તદન પછાત છે. અનુકુળતા પ્રમાણે ભોજન વ્યવહારમાં પાંખી છ છે, પણ જ્ઞાતિભોજનમાં એકજ છે. વરાઓ મરજીઆત છે. ભારે પડતા નથી. સામવેદી યજુર્વેદીનો ભેદ અહિં નથી. એક બીજા કન્યાઓ છુટથી લે દે છે. ઐક્યતા, કેળવણી, ઉત્સાહી જ્ઞાતિ-સેવકોની જરૂર છે.

ચંદુર—મુંજપરથી નજીક ગાઉ થાય છે. ૮-૧૦ ઘર છે. આડીનો વ્યવહાર મુંજપર જોડેજ છે.

સમી—મુંજપરથી પાંચ ગાઉ થાય છે. મુંજપરથી એક ગાઉ લોટેશ્વર મહાદેવનું પુરાણું દેવળ છે. ત્યાંની માનતાઓ ઘણી ચાલે છે. તેનાં મુળ સ્થાપક અને વ્યવસ્થાપકો મુંજપરના આપણા જ્ઞાતિ બન્ધુઓ શુકલ છે. અત્યારે પણ વહીવટ રાધનપુર નિવાસી વકીલ હરિલાલ જાદવજી કુશળતાથી કરે છે. ત્યાં આગળ પાંચ કુંડ છે. તેનાં પાણીના રંગો ઋતુ પ્રમાણે બદલાતા કહેવાય છે. મારી મુસાફરી દરમ્યાન પાણી લાલ હતું. અહિં શ્રાદ્ધ કરતાં પિતૃ ગતે જવાતું કહે છે. ઘણા રોગીઓના રોગ શ્રદ્ધાથી સારા થયાનું જાણ્યું છે. રા. રા. હરિલાલ જાદવજી વકીલે લોટેશ્વર મહાત્મ્યનું પુસ્તક છપાવ્યું છે. જે વાંચવાથી ઉપરની સર્વવાતોને પુષ્ટી મળે છે. સમીમાંએ ૮ ઘર છે. એક ઘર વગર બધો ભાગ ખેડુત વર્ગનો છે. એટલે દરીએ જોવાથી જ્ઞાતિભાઈ તરીકે ઓળખી ન શકાય. આ ગામ પણ મુંજપુરમાંજ ગણાય છે. ત્યાંની સ્થિતિ લગભગ અહિંની સ્થિતિ છે. જેમના રૂપપર એની સ્થિતિ પણ ઉપરોક્ત સ્થિતિને અવલંબીજ છે.

રાધનપુરમાં:—બે ઘર તેમાં એક તો વકીલ હરિલાલ જાદવજીનું છે. તેઓ નવાબી રાજ્યમાં વકીલાતનો સારો ધંધો ખેડી રાજ્ય અને પ્રજાથી પ્રતિષ્ઠા મેળવી રહ્યા છે. જેવા તેઓ ધંધામાં કુશળ છે તેવાજ જ્ઞાતિ ઉન્નતિમાં અને ધર્મોન્નતિમાં કુશળ છે. નિત્યનિયમ કરે છે. બાકીનો વખત પુસ્તકો લખવામાં, વૈદકીય શોધખોળમાં અને જ્યોતિષના અભ્યાસમાં ગાળે છે. તેઓ શોધક અને ચિકિત્સક છે. કેટલાક પ્રયોગોથી મને આનંદ થયો છે. બીજું ઘર તો નામનુંજ છે.

કાંકરેજ:—આ વિભાગ રાધનપુર, મુંજપર અને પાટણની ઉત્તર તેમજ વાયવ્ય ખુણા તરફ આવેલો છે. ત્યાં આશરે ૫૦૦ ઘરો છે. બધાઓને ધંધો ખેતીનોજ છે. જાતે ખેડ કરનાર છે. એટલે ખેડુત જેવા લુગડાં અને આ-

ચાર પણ-કપડાં જેવો જાડો છે. છતાં વિચાર ઉત્તમ છે. એટલે જ્ઞાતિભોજ સિવાય બીજા કોઇના હાથનું રાંધ્યું તેઓ જમતા નથી. રોટલે સુખી છે. તેઓનો ભોજન વ્યવહાર તો પાટણ, સુજપર વિગેરે સાથે છે પરંતુ કન્યા લેવા દેવાનો વ્યવહાર નથી. કારણ કે તેઓ તરફથી કન્યાઓ પાટણ વિગેરે વિભાગમાં પ્રથમ આવતી પરંતુ કોઇ તે તરફ આપતું નહિં તેથી તે લોકોએ કન્યાઓ નહિં આપવા પ્રબંધ કર્યો છે. તેના બે વિભાગ છે. ઘરાદી અને સુણતર. આ ભાઇઓને પણ આચાર વિચાર અને કેળવણીમાં આગળ વધારવામાં આવે તો આપણી સાથમાં તેઓ ઘણા ઉપયોગી થઇ શકે તેમ છે. આ વિભાગમાં વિશેષ ભાગે સામવેદી છે. કન્યાઓ સામવેદી, યજુર્વેદીમાં છુટથી અરસપરસ અપાય છે. આ ભાઇઓ પ્રેમાળ વધારે છે. સંસર્ગમાં આવવાથી વધારે લાભ થવા સંભવ છે.

પાલીતાણાઃ—એ તો મારૂં જન્મસ્થાન તેમાં શું લખવાનું હોય? પણ જાણવા જેવી વસ્તુ સ્થિતિનેયે કેમ છુપાવી શકાય? એજ પાલીતાણામાં અગાઉ ૧૮-૧૯ ઘર હતાં. જ્ઞાતિભોજનમાં બારસો સવાથી દોઢ મણનો લોટ બંધાતો, અત્યારે તો ૩૦થી ૪૦ શેર બસ છે. ઘર પણ ૫-૬ ઓછાં થઇ ગયાં છે. જાણે હોના કે ક્ષત્રીઓ તરવારથી લડવામાં શુરાપુરા ત્યારે આપણા જ્ઞાતિભાઇઓ ભોજન વ્યવહાર તોડી લેવામાં શુરાપુરા! ન્યાય, બ્રાહ્મણીપણું અને કર્તવ્ય દક્ષતાની વાતો મોટા કેળવાયલા લોકોમાંય ખામી હોય છે તો અહિં હોય તેમાં નવાઇ નથી! વયોવૃદ્ધ સ્વર્ગસ્થ મીઠાભાઇ કેશવે અગાઉના ઝઘડાનું સમાધાન કરી એક પંગતે ભોજન કરવાનું ઉદ્ધાર સારૂ વર્ષોથી ઠરાવ્યું હતું. તે પ્રમાણે આજ ચાલતું હતું. પણ જુઓ હોના કેટલાક કલહપ્રિય ભાઇઓથી ચાલતી સ્થિતિ સહન થઇ શકતી નથી. તેમ હાલમાં અહિં પણ બન્યું છે. ભુલ બન્ને પક્ષની છે. હું ત્યાંનો નિવાસી છું અને એક પક્ષમાં મારૂં કુટુંબ છે. એથી કોઇ મારા પર સ્વાર્થનો આક્ષેપ ન મૂકશો. હું સ્વાર્થી દૃષ્ટિએ નથી લખતો. મારા કુટુંબીઓની ભુલ તો હેજ એ હું સ્વિકારૂં છું. પરંતુ સામા પક્ષનીએ ભુલો નથી એમ નથી. દરેકની ભુલો હું દરેકને જણાવી ચૂક્યો છું. સમાધાન થાય તો બહુ સારી વાત! તકરારના મુળમાં તો હસવા જેવુંજ છે. એકાદ પક્ષ ક્ષમાભાવ દર્શાવે, સહનશક્તિ અને ઇશ્વરી ફરજને માન આપે જય, તો આ તકરારનો નિકાલ એકદમ આવી જાય! જો આ તકરારનો નિકાલ નહિં આવે તો બે પક્ષ તો બાજુ રહ્યા પણ એકજ ઘરના સ્ત્રી-પુરૂષ વચ્ચેનું વૈમનસ્ય કેવી પરિસ્થિતિને પામશે એ

વિચારકોએ વિચારવાની જરૂર છે. જ્ઞાતિબંધુઓને એકત્ર કરી પરિસ્થિતિથી વાકેફ કરવામાં આવ્યા. જ્ઞાતિબાળકોને ઉત્તેજનાર્થે પરિક્ષા ગયા પછી ઇનામો આપવાનું સુચવવામાં આવ્યું. હાજરીમાં સ્વીકારાયું એક જણની વિરૂદ્ધતાથી સવારે બંધ રહ્યું. જ્ઞાતિ તરફથી ઉત્તેજનાર્થે સમસ્ત જ્ઞાતિબાળકોને ઇનામો આપવાનું સ્વિકારવામાં આવે ત્યાં કહેવાય કે "શું અમને નથી મળતું કે જ્ઞાતિમાંથી લઇએ." આવા ઉદ્‌ગારો નીકળે એ કેટલું અજ્ઞાન સુચવે છે? જ્ઞાતિ આગેવાનો પણ આવાઓને આવી યોગ્ય બાબતમાં નથી સમજાવી શકતા. ત્યારે ભોજન વ્યવહારની તકરારમાં અંકુશમાં રાખી શકે છે એ કેવું આશ્ચર્ય! અહિંની જ્ઞાતિનું ફંડ સમૃદ્ધિવાન છે. માતાજીનું મંદિર સુશોભિત છે. વાર્ષિક આવક સારી છે છતાં તેનો સદ્‌ઉપયોગ કરવાની વૃત્તિ કોઇને હજુ નથી થતી એ મોટી દીલગીરી છે! માતાજી! આગેવાનોને સદ્‌બુદ્ધિ આપે અને પડેલી તકરારનું સમાધાન થઇ સંપની ભાવનાએ જ્ઞાતિ ફંડનો ઉપયોગ જ્ઞાતિ બાળકો કેળવવામાં થાય તો વધારે સારૂં છે.

દેશતેડું:—બત્રીશ પાધરનું નાનું દેશતેડું હાલમાં પાલીતાણામાં થનાર છે. આવા દેશતેડા તળાજા, ત્રાપજ, મહુવા વિગેરે સ્થળોએ હમણાંજ થઇ ગયા પરંતુ આવે પ્રસંગે પ્રાસંગિક સંમેલનનું સ્વરૂપ આપવાની કોઇની ઇચ્છા ન થઇ આવી એ દીલગીરીની વાત છે! અહિં તો મેં જાતે દેશતેડું તેડાવનારને તેમજ જ્ઞાતિ આગેવાનોને વિનંતિ કરી. કારણ કે ખર્ચ તો જેટલું થવાનું છે તેટલુંજ થવાનું છે. માત્ર વ્યવસ્થિત ધોરણે કામ કરવાનું બાકી રહે છે. જોઇતી દરેક પ્રકારની મદદ આપવાને જણાવવામાં આવ્યું છતાં પણ તે તરફ ધ્યાન ખેંચાયું લાગતું નથી. હજુ પણ સમય છે. યશ-માળ લેવાને પાલીતાણા તૈયાર થાય તો ઠીક. ખર્ચનારને તેમજ જ્ઞાતિ આગેવાનોને શોભાભર્યું છે. આ સ્થળે રૂબરૂ કરેલી વિનંતિ લક્ષમાં લેવા મુરબ્બી શ્રી કરસનજી દયારામ ત્રીવેદી તથા મુરબ્બી શ્રી પ્રભાશંકર ગીગાભાઇ ઓઝાને આ સ્થળે ફરી વિનંતિ કરૂં છું.

(અપૂર્ણ)

ગ્રામી.

# विचार परंपरा.

સ્થાનિક દસ્તોપરથી તો હાજુભર અલ્પસમયને માટે જ્ઞાતિ અભ્યુદયની આશા છોડી શકું. નવયુગનું વિચાર સ્વાતંત્ર્ય, આસુરી અને દૈવી સંપત્તિનો વિગ્રહ,-ભારતવર્ષનું અધઃપતન દૂર કરવાની મહાસભાની કાર્યવાહી જ્ઞાતિમાં ઉંડે ઉંડે અવિશ્વાસની સાક્ષી બની રહી છે.

જે કાર્યક્રમથી દેશમાં ઉત્સાહનાં પૂર આવ્યાં, જે ભાવનાએ સર્વત્ર સ્વાભિમાન સ્ફુરાવ્યું, પ્રેરણાને વિશ્વની સહાનુભૂતિ મળી, આપણું પ્રાચિન સાહિત્ય અને પ્રાચીન ભાવના જે વડે પ્રકાશને પામ્યા, આર્ય સંસ્કૃતિ આજ પાશ્ચાત્ય સંસ્કૃતિ કોઈ દિશામાં નથી એવું જગતને જે વડે સમજાયું તે કાર્યક્રમને જ્ઞાતિ હસી કાઢે તો ઉન્નતિ પથપર ભ્રમણ કરવાની તેની ભાવના તેને જરૂર દગો દેવાની. વિશ્વના વાતાવરણમાં ગૌરવના પ્રાપ્ત કર્યાં વિના આપણું કોઇ સાંભળી શકે એમ નથીજ.

જ્ઞાતિના ઉત્સાહનું થર્મોમીટર-માપ આપણાં વાંચ્યા છે. ગ્રાહકોની સંખ્યા, છાત્રાલયોમાં બાળકોની સંખ્યા, છાત્રાલય અને કેળવણીનું ક્ષેત્ર, દાનવીરોની પવિત્ર નામાવલિ પૃથક્ પૃથક્ કાર્ય કરતી સંસ્થાઓના નિયમિત હેવાલ, આ અને બીજાં આવાં કાર્યક્ષેત્રો ઉન્નતિનો માર્ગ નક્કી કરવાને માટે બસ છે.

૧૯૨૦-પછીનાં "શ્રીમાળી સુમેન્દ્ર" જોતાં ઉપર દર્શાવેલા કાર્યવિભાગમાં સારો વધારો થવા પામ્યો છે, અને એ વધારો જ્ઞાતિ એટલી હદે ઉંચે ચડવાની સાક્ષી પૂરે છે. પણ દશ હજારની વસ્તીવાળી જ્ઞાતિમાં આ વધારો ઇચ્છવા યોગ્ય નથીજ.

શ્રીમાળી સુમેન્દ્રના જન્મથી માંડી આજ પર્યંત તેપર દૃષ્ટિ ફેંકતાં આ વિદ્વાન જ્ઞાતિનો વિદ્વાન વર્ગ સુમેન્દ્રને વિસરી ગયો છે એમ જોઇ શકાય છે. ગુજરાતનાં બીજાં માસિકોને રંગવાનું કાર્ય તે સતત કરે છે. પોતાનું વાજીંત્ર સરીખું જાણે તે માટે તે કાળજી ધરાવે તો ગ્રાહકોની ચિંતા સહજ દૂર થવા પામે.

જ્ઞાતિમાં ઘણા સારા લેખકો પડ્યા છે. ગુજરાતી સાહિત્યની સુંદરતામાં આપણી જ્ઞાતિનો મોટો હિસ્સો છે. આવો સારો વિદ્વાન વર્ગ "સુમે-

ન્ડ્ડ”માં પોતાના કિમતી વિચારો દર્શાવે તો તેમની પ્રભાવશાલિની લેખિનીના ચમત્કારથી વિચરમાં પડેલો જ્ઞાતિસમુદાય જરૂર આગળ આવવા મંડે અને બીજા સાહિત્ય રસિકોને ખેંચે તે જુદું.

આજે સ્થળે સ્થળે એટલી શંકાઓ પડેલી છે કે તેનો ઉકેલ સમજુ પ્રતિષ્ઠિત અને વિદ્વાન વર્ગ વિના થવો મુશ્કેલ છે

જ્ઞાતિના વિદ્વાન વર્ગે બીજું કાર્ય એ હાથ ધરવાનું છે, કે જ્ઞાતિના નિવાસસ્થાનોમાં જેમ મહાત્માજીની ગેરહાજરીમાં મહાસભાનું કાર્યવાહક મંડળ-પ્રવાસ સમિતિ જેમ દેશની સ્થિતિ નક્કી કરી કાર્યક્રમ ઘડવા પ્રવાસે નીકળી તેમ પ્રવાસે નીકળવું. અનુભવ પરથી એટલું તો નક્કીજ છે, કે એ વિદ્વાન-વડિલ વર્ગનું કહેલું માન્ય કરવાને-તેમનું સ્નેહભર્યું સ્વાગત કરવાને આજે બધાજ તૈયાર છે. પણ એટલો સમય જ્ઞાતિસેવા માટે કહાડવા એ પ્રતિષ્ઠિત વર્ગે તૈયાર રહેવું જોઇએ, જ્ઞાતિની આખા સ્થિતિ તપાસ્યા પછી એક કાર્યક્રમ નક્કી કરી તે પાછળ બધીજ શક્તિ અર્પણ કરવી. પારવિનાની મુશ્કેલીઓ ફેડવાને આ સરસ માર્ગ છે.

જ્ઞાતિમાં ક્યાંએ એકતા જોવામાં નથી આવતી. કારણ જુદે જુદે સ્થળે પડેલાં જ્ઞાતિ સમૂહોની કોઇએ સંભાળ રાખી નથી. દરેક જથ્થા તરફ કોઇએ પોતાની અભંગ એકતાને માટે પ્રયાસ કર્યો નથી. નહિતો શ્રીમાળી જ્ઞાતિ એક એવું બળ છે કે બીજી જ્ઞાતિઓ એને પહોંચી વળે એમ નથીજ.

લીંબડી પરિષદેજ આ એકતાને માટે કંઇક અમલી કાર્ય કર્યું કહેવાય અભ્યુદયનો એક સુંદર કાર્યક્રમ તેમાં વિરાજેલા આગેવાનોના હૃદયમાંજ રહેવા પામ્યો લાગે છે. કારણ તેને મોટી-જવાબદાર સહાનુભૂતિની જરૂર છે. અને આ સહાનુભૂતિ જ્ઞાતિના ખૂણે ખૂણામાંથી તાત્કાલિક મળવા ન પામે તો આપણું અસ્તિત્વ નકામુંજ રહેવાનું.

જે જ્ઞાતિમાં ગુજરાતના અગ્રગણ્ય માનદ ગૃહસ્થો પડેલા છે, તે જ્ઞાતિ અવનતિને પામી હોય એ લજ્જાસ્પદ નથી શું?

બાલ્યશુદ્ધિમાં આગળ વધેલો આ સમુદાય પોતાની અંતરશુદ્ધિ કરી લે તો કલ્પના સૃષ્ટિમાં રહેલું બધુંજ ફલિત થઇ શકે.

જયંતિલાલ ન. ધ્યાની શુક્લતીર્થ.

## શ્રી વાઘજી આશારામ શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થી આશ્રમનું સરવૈયું તા. ૧-૧૧-૧૯૨૨ થી તા ૩૧-૧૦-૧૯૨૩ સુધી (સંવત ૧૯૭૯).

| જ | ઉ |
|---|---|
| ૧૧૫૫૪-૧૧-૫॥ શ્રી મુડી ખાતે જમે | ૭૦૮-૮-૧॥ શ્રી ચાલુ ખર્ચ ખાતે ઉધાર |
| ૩૭૫—૮—૦ શ્રી પેઈંગ બોર્ડીંગ ફી ખાતે જમા | ૨૮૯-૦-૪॥ ભોજન ખર્ચના |
| ૫૨૦૭—૨—૮ શ્રી વ્યાજની ઉપજ ખાતે જમા | ૫૩-૧૪-૦ સર્પણ ખર્ચના |
| ૫૪૦—૬—૦ શ્રી ખુશી ભેટ ખાતે જમા | ૧૦-૮-૩ ઉપરોક્ત ખર્ચના |
| | ૨-૧૧-૦ ટપાલ ખર્ચના |
| | ૬-૫-૦ કંટીજંટ ખર્ચના |
| | ૨૨૨-૨-૦ મકાન ભાડાના |
| | ૨-૦-૧॥ પરચુરણ ખર્ચના |
| | ૧૮-૮-૧॥ દીવાબતી ખર્ચના |
| | ૧૦૩-૪-૩ નોકર પગારના |
| | ૭૦૮-૮-૧॥ |
| | ૧૫૨-૧-૯ ઓઝા કલ્યાણજી ચત્રભુજને ખાતે |
| | ૧૦૧-૦-૦ કાળાના |
| | ૨૧-૦-૦ વ્યાજ ૩॥ વર્ષનું |
| | ૩૦-૧-૯ ભેટ તથા જમણના બીલના |
| | ૧૫૨-૧-૯ |
| | ૨૫૧-૦-૦ ડા. ગીરજાશંકર ઇશ્વરલાલને ખાતે |
| | ૨૫૧-૦-૦ કાળાના વ્યાજ આવ્યું છે |
| | ૧-૦-૦ ઓઝા રવિશંકર કલ્યાણજીને ખાતે બોરનો તેમના હસ્તક આવેલ બીડી ૧ કેમની |

ઉ

૧૪૯-૦-૦ ઓઝા વજેશંકર કલ્યાણજીને ખાતે
૧૦૧-૦-૦ ફાળાના
૨૧-૦-૦ વ્યાજ ૩॥ વર્ષનું
૨૫-૦-૦ ખુશી ભેટના

૧૪૯-૦-૦

૧૨૨-૦-૦ ઓઝા જગજીવન બાવાભાઇને ખાતે
૧૦૧-૦-૦ ફાળાના
૨૧-૦-૦ વ્યાજ ૩॥ વર્ષનું

૧૨૨-૦-૦

૫૩-૦-૦ ઓઝા અનુલાલ તથા મુળશંકર પ્રાણજીવન ખાતે ભેટના

૨૫-૦-૦ ઓઝા દલપતરામ નરભેશંકરને ખાતે ખુશી ભેટના

૨૫-૦-૦ ત્રવાડી હરીશંકર દેવશંકરને ખાતે ખુશી ભેટના

૩૧૪-૦-૦ કડવા મોરારજીને ખાતે
૨૫૧-૦-૦ ફાળાના
૩૭-૮-૦ વ્યાજ અઢી વર્ષનું
૨૫-૮-૦ ખુશી ભેટના
વ્યાજ તથા ખુશી ભેટના પૈસા.
તા.૨૦-૧-૨૪નારોજ આવેલછે.

૩૦૩-૮-૦ ત્રવાડી કુલશંકર માવજીને ખાતે
૨૫૧-૦-૦ ફાળાના
૫૨-૮-૦ વ્યાજ ૩॥ વર્ષનું

૩૦૩-૮-૦

ઉ

૩૧૧-૦-૦ દવે પ્રાણજીવન શંકરભાઇને ખાતે
૨૫૧-૦-૦ ભેટના જાહેર કરેલ
૬૦-૦-૦ વ્યાજ ૪ વર્ષનું

૩૧૧-૦-૦

૧૧૫-૦-૦ ઓઝા કેશવજી તુલજારામને ખાતે
૧૦૦-૦-૦ ફાળાના
૧૫-૦-૦ વ્યાજ ૨॥ વર્ષનું

૧૧૫-૦-૦

૬૧-૮-૦ ત્રવાડી જટાશંકર રેવાશંકરને ખાતે
૫૧-૦-૦ ફાળાના
૧૦-૮-૦ વ્યાજ ૩॥ વર્ષનું

૬૧-૮-૦

૨૦-૦-૦ ત્ર. હેમશંકર હકાભાઇને ખાતે ભેટના

૯૯-૦-૦ રા. રા. કામેશ્વર પુરૂષોતમ ત્રિવેદીના ખાતે

૯-૪-૦ દવે પ્રાગજી મુળશંકરનેખાતે આવી ગયા તા. ૪-૧-૨૪.

૬-૧૨-૦ ઓઝા કાનજી જગનાથને ખાતે આવી ગયા તા. ૪-૧-૨૪

૨૫-૦-૦ ઓઝા મુળશંકર કલ્યાણજીને ખાતે ખુશી ભેટના

૨૧૬૪-૧૧-૩ શ્રીજમીન ખરીદી ખાતેઉધાર

૪૯૧૪-૬-૧॥

૮૪૭૭-૬-૪ સિલિક બાકી તા. ૩૦-૧૦-૨૩ સુધી

૭૨-૧૨-૫ રોકડા ઓઝા દલપતરામ ભાવાભાઇ પાસે.

૧૦૩-૦-૦ બોન્ડ રૂ. ૧૦૦નું ૫ વર્ષનું છુટકાનું શા. નરભેશંકર જેશંકર પાસે તેના ૬ માસના વ્યાજના રૂ.૩ સાથે

૧૮૭-૧૨-૦ મહેતા દીનકર પ્રસાદ મંગળપ્રસાદને ત્યાં ચાલુ ખાતામાં ચાલુ ખર્ચ માટે વ્યાજુ ટકા ૪ાથી

૮૧૧૪-૧૩-૧૧ ઓઝા કલ્યાણજી ચત્રભુજ પાસે.

૨૫૦૦-૦-૦ બોમ્બે સીટી ડેવલપમેન્ટ નોટ ટકા ૬ાની

તા. ૧-૧૧-૨૩ થી.

૨૫૦૦-૦-૦ પ્રોમીસરી નોટ ટકા ૩ાની વ્યાજ તા. ૧-૧૧-૨૩થી ચડે છે.

૨૫૦૦-૦-૦ રોકડા વ્યાજુ ટકા ૫થી તા. ૧-૬-૧૯૨૩થી.

૬૧૪-૧૩-૧૧ રોકડા ચાલુ ખર્ચ માટે શાપણના વ્યાજ વિગેરેના બોર્ડીંગના લેણા નીકળતા.

---

૮૧૧૪-૧૩-૧૧

---

૮૪૭૭-૬-૪

---

૧૩૩૯૧-૧૨-૫ા

તા. ૨૩-૩-૨૪ની મીટીંગમાં પાસ કરાવી છપાવવા મોકલ્યું તા. ૨૦-૫-૧૯૨૪.

ડા. ગીરજાશંકર કુંવરલાલ ઓઝા.
નરભેશંકર જેશંકર ત્રિવેદી.
ઓનરરી સેક્રેટરીઓ.

# "नीचता के उदारता."

( અંબિકાશંકર રવિશંકર ત્રિવેદી ) સરધાર નિવાસી.

( ગતાંકથી ચાલુ. )

(૨)

બાબુકુમાર મનોરમા સાથે પરણ્યો. સુપ્રભાના પિતા ઇચ્છાશંકરે પોતાની કન્યાને એક વકીલના પુત્ર વેરે પરણાવી; અને ઇચ્છાશંકર શેઠે પોતાની તમામ દોલત, પોતાની દીકરીના નામે કરી, ટુંક સમયમાં ઇચ્છાશંકર શેઠ ઇશ્વરના દરબારમાં પોતાનું નિમિત્ત સ્થાન લેવા દુનીયામાંથી ચાલ્યા ગયા. દુર્ભાગીની સુપ્રભા વિધવા બની. બાબુકુમાર પોતાનો ગૃહસંસાર પૈસાની તંગી ભોગવતો મહા મુશ્કેલીએ ચલાવતો હતે.

એક વિદેશી વેપારીની પેઢીમાં બાબુકુમારનો રૂપીઆ એકસોનો પગાર હતો. પરંતુ ઉડાવી દેવાની વિદ્યા તે સારી રીતે જાણતો હતે. તેથી મહીનામાં વીસ દહાડા બાકી રહે ત્યાં વીસ રૂપીયા પણ હાથમાં ન રહેતા.

મનોરમાં ગભરાતી ગૃહ વ્યવ્હાર કેમ ચલાવવો, તેના વિચારો તેણીને આવતા, તોપણ્ કોઈ રીતે ચલાવવુંજ પડશે. ઓ કેટલો મુશ્કેલીભર્યો સવાલ તેણીને માટે હતો! જેને વીતી હોય તેજ જાણે.

એવી હાલતે પહોંચ્યા છતાં પણ મનોરમાનો હસતો ચહેરો કોઇ દિવસ કરમાતો નહિ. તેણી પોતાની મનની શક્તિનાં જોરે કે પોતાના દેહના રક્તને બદલે જે કાંઈ બચાવતી તેથી કશાગણું તેનો સ્વામી વગર વિચારે ઉડાવી દેતો તે છતાં પણ મનોરમાના ચહેરાપરનું સહજ હાસ્ય વિપદમાં સાંત્વના તરિકે સદા સ્ફુરીત રહેતું, પરંતુ જ્યારે પૈસાના અભાવે અને દરિદ્રતાના દુઃખે દુઃખી થઈ બાબુકુમાર કહેતો કે "જો સુપ્રભા સાથે મ્હારો વિવાહ થયો હોત. તો આજ હું રૂપીયાની ચિંતા ન કરતાં, તેની સાથે વીકટોરીઆમાં બેસી હવા ખાતો હોત." ત્યારે દુઃખ અને રુદનથી મનોરમાની આંખમાં પાણી ભરાઈ આવતાં. પણ તેણી શું કરી શકે? એક કરતાં તમામ ઘરેણાંની સમાપ્તિ કર્યા છતાં સ્વામીની જરૂરીયાતનું દ્વાર ખુલ્લુંને ખુલ્લું રહે તો તેમાં તેણીનો શું અપરાધ?

" બાણુકુમાર મનોરમાના મનને દુઃખ થાયે માટે સુપ્રભાની વાત વારંવાર છેડતો નહિ. તોપણ દ્રવ્યના અભાવે જયારે તેને તકલીફ પડતી, ત્યારે સુપ્રભા તથા તેની અતુલ સંપત્તિની વાત કર્યા વગર રહેતો નહિ. અને તેથી મનોરમાનું હૃદય ટુકડે ટુકડા થઇ જતું-સુપ્રભા અને તેનાં ઐશ્વર્યની વાતોથી મનોરમાના મનમાં અપ્રતિહત ભાવોથી વિદ્વેશ ઉત્પન્ન થતો. તેણી પોતાનું સર્વસ્વ જીવન આપીને પણ સ્વામીને પ્રસન્ન ન કરી શકતી. કેવળ તુચ્છ અર્થના પ્રભાવે સુપ્રભા તેના સ્વામીના મનનું આકર્ષણ કરતી. તેણીનો સ્વામી સર્વસ્વ રૂપીઆનેજ સમજતો. આ ચિંતાથી મનોરમાનું મધુર હાસ્ય ધીરે ધીરે પ્રાતઃકાળના ચંદ્રની જ્યોતિની માફક ફીકું પડતું જતું હતું. ફુલમાં કીડાએ ઘર કર્યું ?

ચીંતામાં આખરે મનોરમા ખાટલે પડી, બાણુકુમાર હવે ગભરાણો પાંચ વર્ષથી જે ચહેરો હાસ્યમય દેખાતો હતો તેજ ચહેરો આજ ચીંતાથી મ્લાન દેખાતો હતે. સ્વામીની ઉંડી ચીંતા ભોગવ્યા છતાં જયારે મનોરમાના ચહેરાપર કોઇવાર વીજળીના ચમકારાની માફક ક્ષીણ હાસ્યરેખા દેખાતી ત્યારે બાણુકુમારનું મન અત્યંત દુઃખીત થતું. કોઇ નીષ્ઠુર આશંકાથી તેનું હૃદય કંપી ઉઠતું ".મનોરમા કદાચ ન બચે! જો મરી જશે તો કોને ભરોંસે મ્હારૂં જીવન વીતાડીશ ?"

ચીંતાતુર બાણુકુમાર ડૉક્ટર બી. જી. ને બોલાવી લાવ્યો. ડૉક્ટરે રોગીને તપાસી કહ્યું કે "બીમારી ગણી ગંભીર છે. પેટની અંદર ગુમડું છે. વગર વિલંબે ઓપરેશનની સહાયતા લેવાની જરૂર છે. આજે ન બની શકે આવતી કાલે તો જરૂર થવું જોઇએ." (અપૂર્ણ.)

---

---

## લીંબડી પરિષદનો રિપોર્ટ.

લીંબડી પરિષદના રિપોર્ટની એક પણ પ્રત વગરનું શ્રીમાળી જ્ઞાતિનું ઘર રહેવું ન જોઇએ. દરેક જ્ઞાતિબંધુ તે મંગાવી લેશે એવી આશા છે. કીંમત રૂા. ૧. શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને માત્ર આઠ આનામાં તે મળશે.

દોલતખાના ૪૧-૩-૬
અમદાવાદ.
મન્ત્રીઓ:—શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ.

## (કેટલાક ખુલાસા.)*

* અમે અગાઉના અંકમાં ખુલાસા માગેલા તે પૈકી આ એક પક્ષનો ખુલાસો આવેલ છે. બીજો ખુલાસો અભ્યુદયમાં પ્રસિદ્ધ થએલ છે. જ્ઞાતિજનોની જાણ માટે આ ખુલાસો અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તન્ત્રી.

"શ્રીમાળી અભ્યુદય"ના માર્ચ ૧૯૨૪ ના અંકમાં એક વિચિત્ર કૃતિનો લેખ છપાયો છે. તંત્રી મહાશયે શા આશયથી અગર તો શા આધારથી એ છાપ્યો છે તે સમજાતું નથી. આ રીતે અંગત દ્વેષ અને છપ્પાંને માસિકોમાં-નિસ્વાર્થપણે જ્ઞાતિ સેવા કરી રહેલ માસિકોમાં-સ્થાન આપવું અને તેવા ખાનગી કારણોથી ઉત્પન્ન થએલા કલહોને સમાજમાં દાખલ કરવા એ સમાજને અધોગતિને પન્થે દોરવા જેવું જ છે. અમે ઇચ્છીએ છીએ કે એવા કલહયુક્ત લખાણોને જ્ઞાતિહિતૈષી માસિકોમાં છાપી તેના ઉપયોગી પાના વધારે વાર ન બગાડે તો સારૂં.

કેટલીક બાબતો પડતી મૂકી જે મુખ્ય ગેરસમજણો જનસમાજમાં એથી ઉભી થાય એમ લાગે છે, તેજ સ્પષ્ટ કરવાનો અમારો ઇરાદો છે.

(૧) મંડળ (શ્રી. બ્રા. યુ. મં. મહુવા) માં બે પ્રકારના સભ્યો છે. ઓનરરી અને વાર્ષિક એક રૂપીયો આપનાર. જ્ઞાતિના જે જે વિદ્યાર્થીઓએ મંડળ તરફથી દર વર્ષે થતા ગેધરીંગમાં ભાગ લીધો હોય તે સર્વ મંડળના ઓનરરી સભ્યો ગણાય છે, કારણ કે મંડળની મુખ્ય આવક તેમજ ઉત્પત્તિ એ ગેધરીંગમાંથી જ છે. અને વાસ્તવીક રીતે મંડળ એ વિદ્યાર્થીઓએજ ઉપસ્થિત કર્યું છે. આ બાબતની રીતસરની નોંધ મંડળના કાયદામાં છે.

(૨) પ્રાન્તિક સમ્મેલનની ચર્ચા મંડળ દ્વારા શરૂ કરવી કે નહીં અને તેમાં મંડળની રકમ વાપરવી પડે તો લેવી કે નહીં તે માટે મંડળના સભ્યોની એક સભા ભરાએલી અને તે વખતે થએલી કાર્યવાહક મંત્રીઓની નિમણુંકની તથા મંડળની સમસ્ત રકમની મંજુરીની રીતસરની નોંધ મંડળની મીનીટ બુકમાં મોજુદ છે.

(૩) ભાવનગર સમ્બન્ધીના અમારા રીપોર્ટમાં અમે ભાવનગરને આલીપ્રદાન કર્યું છે એમ માનનારાની માન્યતા બીલકુલ પાયા વગરની

નોંધ—ઉપરની જાહેરાત શ્રીમાળી શુભેચ્છકમાં વાંચી છે તે પત્રમાં ખાસ જણાવવું.

## લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ.

લીંબડી પરિષદના રિપોર્ટની એક પણ પ્રત વગરનું કોઈપણ જ્ઞાતિનું ઘર રહેવું ન જોઈએ. દરેક જ્ઞાતિબંધુ તે મંગાવી લેશે એવી આશા છે. કીંમત રા. ૧. શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને માત્ર આઠ આનામાં તે મળશે.

દોલતખાના ૪૧૦૩-૬ }
અમદાવાદ. } મન્ત્રીઓઃ—શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ.

## (કેટલાક ખુલાસા.)*



* અમે અગાઉના અંકમાં ખુલાસા માગેલા તે પૈકી આ એક પક્ષનો ખુલાસો આવેલ છે. બીજો ખુલાસો અભ્યુદયમાં પ્રસિદ્ધ થએલ છે. જ્ઞાતિજનોની જાણ માટે આ ખુલાસો અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તન્ત્રી.

"શ્રીમાળી અભ્યુદય"ના માર્ચ ૧૯૨૪ ના અંકમાં એક વિચિત્ર કૃતિનો લેખ છપાયો છે. તંત્રી મહાશયે શા આશયથી અગર તો શા આધારથી એ છાપ્યો છે તે સમજાતું નથી. આ રીતે અંગત દ્વેષ અને દ્વેષ્યોને માસિકોમાં-નિસ્વાર્થપણે જ્ઞાતિ સેવા કરી રહેલ માસિકોમાં-સ્થાન આપવું અને તેવા ખાનગી કારણોથી ઉત્પન્ન થએલા કલહોને સમાજમાં દાખલ કરવા એ સમાજને અધોગતિને પન્થે દોરવા જેવું જ છે. અમે ઇચ્છીએ છીએ કે એવા કલહયુક્ત લખાણોને જ્ઞાતિદૈનેની માસિકોમાં છાપી તેના ઉપયોગી પાના વધારે વાર ન બગાડે તો સારૂં.

કેટલીક બાબતો પડતી મૂકી જે મુખ્ય ગેરસમજણો જનસમાજમાં એથી ઉભી થાય એમ લાગે છે, તેજ સ્પષ્ટ કરવાનો અમારો ઇરાદો છે.

(૧) મંડળ (શ્રી. શ્રા. યુ. મં. મહુવા) માં બે પ્રકારના સભ્યો છે. ઓનરરી અને વાર્ષિક એક રૂપીયો આપનારા. જ્ઞાતિના જે જે વિદ્યાર્થીઓએ મંડળ તરફથી દર વર્ષે થતા મેળાવડામાં ભાગ લીધો હોય તે સર્વ મંડળના ઓનરરી સભ્યો ગણાય છે, કારણ કે મંડળનો મુખ્ય આત્મા તેમજ ઉત્પત્તિ એ મેળાવડામાંથી જ છે. અને વાસ્તવીક રીતે મંડળ એ વિદ્યાર્થીઓએજ ઉપસ્થિત કર્યું છે. આ બાબતની રીતસરની નોંધ મંડળમાં કાર્યદામાં છે.

(૨) પ્રાન્તિક સમ્મેલનની ચર્ચા મંડળ દ્વારા શરૂ કરવી કે નહીં અને તેમાં મંડળની રકમ વાપરવી પડે તો લેવી કે નહીં તે માટે મંડળના સભ્યોની એક સભા બોલાવેલી અને તે વખતે થએલી કાર્યવાહક મંત્રીઓની નિમણુંકની તથા મંડળની સમસ્ત રકમની મંજુરીની રીતસરની નોંધ મંડળની મીનીટ બુકમાં મોજુદ છે.

(૩) ભાવનગર સમ્બન્ધીના અમારા રીપોર્ટમાં અમે ભાવનગરને માલીપ્રદાન કર્યું છે એમ માનનારાની માન્યતા બીલકુલ પાયા વગરની

છે. તે લેખમાં અક્ષરે અક્ષર સત્ય ઘટનાજ હતી. અમે પ્રત્યેક ભાવનગરવાસી બન્ધુને આમન્ત્રણ કરીએ છીએ કે જો તેમાંનો એક પણ શબ્દ જુઠો હોય તો ખુશીથી તેઓ હેનો પુકાર કરે, અમે તે માટે આકરામાં આકરી શિક્ષા ખમી લેવા તૈયાર છીએ.

(૪) અમે ભાવનગર ગયા હતા તે પ્રાન્તિક સમ્મેલનના–અમે ઉપાડેલી યોજના–ના એક કાર્યક્રમ તરીકેજ. ઘરને ભાડે ગયા હતા તે મંડળની તત્સંબંધીની અશક્તિને લીધેજ. અને ભાવનગરમાં તે વખતે જે બનાવો બન્યા હોય તે અમારી વિના અને ભાવનગરવાસી બન્ધુઓ વિના બીજા ક્યાંથી જાણી શકે ? તદુપરાંત અમે પ્રસિદ્ધ કરેલા રિપોર્ટમાં સમર્થનમાં રા. નારાયણ જગન્નાથ ચવાડી જેઓ તે વખતે ભાવનગર હતા હેમણે પણ મજબુત ટેકો આપ્યો હતો. (જુઓ શ્રી. બ્ર. જાન્યુઆરી ૧૯૨૪.)

× × × × ×

ભાવનગર માટે અમે એક વાત ફરીથી ભાર દઇને લખી રાકીએ છીએ કે પ્રાન્તિક સમ્મેલન ન ભરવામાં ભાવનગરે એક મહાન ભૂલ કરી છે. અમને આશા છે કે હજુયે ભાવનગરનાં નેતાઓ તે પર વિચાર કરી જોશે. ભાવનગરમાં એવા અનેક ઉત્સાહી યુવાનો છે જેઓ હજુયે અમને તે માટે સાદ પાડી રહ્યા છે. તેમના ઉત્સાહને પોષવા ભાવનગરના નેતાઓ અવશ્ય હાથ લંબાવશેજ. અસ્તુ.

મગનલાલ શામજી ત્રીવેદી.
દુલેરાય મગનલાલ ઓઝા.

---

## નવા થનાર ગ્રાહકોને ખાસ લાભ.

સને ૧૯૨૪ ની સાલથી નવા થનાર ગ્રાહકોને ૧૯૨૩ ની ભેટ તથા ૧૯૨૩ ની સાલના જે અંકો સીલીક હશે તે મફત મળશે. અગાડના વર્ષોના અંકો તથા ભેટનાં પુસ્તકો જે શિલિક હશે તે પણ ૦–૪–૦ ચાર આનાં પોસ્ટેજ ખર્ચના મોકલી આપવાથી મફત મોકલી આપવામાં આવશે.

વ્યવસ્થાપક.

# मोरवीनी प्रगति.



શ્રીમાળી શુભેચ્છકના તંત્રીજી જોગ, અમદાવાદ.

આપના આવતા અંકમાં મોરબીના નવા ખબર નિચે લખ્યા મુજબ અથથી ઇતિ પ્રગટ કરશો.

મોરબીમાં શ્રીમાળી બ્રાહ્મણો ઘણી દીશામાં ઉન્નતિ કરી રહ્યા છે. અને તેનું અનુકરણ અન્ય ગામના જ્ઞાતિ ભાઇઓ કરવા ઇચ્છે છે. મોરબીનું જ્ઞાતિમાં સંપ સલાહ કેળવણી માટે બચ્ચાની સંભાળ સૌ સૌના ધંધામા આગળ વધવાના પ્રયત્નો કરી રહ્યા છે. અને ઇર્ષાના અભાવ હોવાને લીધે અત્રેના શ્રીમાળીઓ ઘણાજ આગળ વધ્યા છે ભિક્ષાનું તથા ગોરપદાનું પ્રથમ કરતાં લગભગ સોએ નવાણું ટકા ત્યાગ કરેલ છે. કેળવણી અને વિધવાઓને ગુપ્ત મદદો ઘણા તરફથી અપાય છે. શ્રીમાળી જ્ઞાતિના આચાર વિચાર બાળકોને ભણાવી નૈતિક કેળવણી અને બીજા બ્રાહ્મણોની સાથે સરખાવતાં અત્રેના બાળકોનું વ્યસન અને બદીથી રહીત જીવન અત્રેની બીજી જ્ઞાતિઓને પણ ઇર્ષા કરે છે. બાળકોમાં ધાર્મિક કેળવણી અપાય તો તેઓ ઘણા વ્યસનોથી મુક્ત રહે છે. એમ માનતાં અત્રે પ્રથમ સંવત ૧૯૭૩ માં શ્રી અંબિકા વિજય પાઠશાળા સ્થપાઇ અને થોડા વખતમાં કાર્યવાહકની ખામીને લઇને એથી બણુ વર્ષ બંધ રહી. અને જ્ઞાતિના બાળકો રખડવા રઝળવા લાગ્યા અને ભવિષ્યમાં કાંઇક બદી આવશે એમ જ્ઞાતિના અમુક ગૃહસ્થોએ માન્યું અને ફક્ત ત્રણુ જણુ આર્થિક સહાયથી પાઠશાળા અત્રેના “ સ્વાદ્દર્શિજ ” પાઠશાળાના શાસ્ત્રીજી શુકલ પુરશોતમ કુબેર, હસ્તક ચાલુ થઇ. ધાર્મિક શિક્ષણુ સારી રીતે અપાવા લાગ્યું અને જ્ઞાતિ ભોજન સમયે સમસ્ત બાળકો જયશંકર, મહિમ્ન, સ્તુતી વગેરેથી ભોજનશાળાને ગજાવવા લાગ્યા છે. અને જ્ઞાતિના સારા માઠા અવસરોએ પાઠશાળાને મદદ મળવા લાગી. ફાગણુ વદ ૧૧ ને સોમવારે તેની વાર્ષિક પરીક્ષા અત્રેના ચીફ મેડીકલ ઓફીસર આપણી જ્ઞાતિના દુલેરાય ચતુભાઇ ઓઝાના પ્રમુખપણા નીચે લેવાણી. તેમાં બધા બાળકો ભવિષ્યમાં ઉચ્ચ સ્થિતિ પામે એવા હુશીઆર જણાવા લાગ્યા. તે વખતે જે ગૃહસ્થો વાર્ષિક પરિણામ જોવા પધાર્યા હતા તેઓ આવું સુંદર પરિણામ જોઇ ઘણો હર્ષ બતાવવા લાગ્યા અને પાઠશાળાના વ્યવસ્થાપકો તરફથી દરેક બાળકને સારા અને સુંદર ઇનામો

ઇનામ આપવામાં આવ્યાં. સેક્રેટરી મી. મુગટલાલ કલ્યાણજી દવેએ પાઠશાળાનો વાર્ષિક રીપોર્ટ ટુંકામાં સંભળાવ્યો, અને જણાવ્યું કે પૈસાનો ખરો સદ્‌ઉપયોગ આપણા બાળકોને ભવિષ્યમાં સુંદર શહેરીઓ બનાવવામાં છે. અને તેમાં જેટલા આપણે પછાત તેટલી આપણી ઓછી ઉન્નતિ. બીજા ગામની સામે સરખાવતાં અત્રેની ગ્નાતિ ભોજન વ્યવહારમાં ઘણી આગળ છે પરંતુ કેળવણીની મદદમાં ઘણીજ પછાત છે નહિતર દોઢસો ઘરની વસ્તીમાં ફક્ત ગણ્યાજ ગૃહસ્થો માસિક લવાજમ આપે! અને બીજે પાઠશાળાનું કાર્ય સુંદર રીતે ચાલે છે એમ જાણે તથા બોલે છતાં માસીક અથવા વાર્ષિક લવાજમ આપવામાં પછાત આ અત્રેના આગળ વધેલા ગૃહસ્થોને શોભારૂપ ન ગણાય. વગેરે બોલ્યા બાદ શુકલ ગંગાધર કાળીદાસે ગ્નાતિની બાળકોને ધાર્મિક કેળવણીમાં આવી સુંદર રીતે આગળ વધેલા જોઈ ઘણો સંતોષ બતાવ્યો હતો. ત્યારબાદ ડોક્ટર સાહેબે જણાવ્યું કે જો શાસ્ત્રીજી પ્રાણાયામ ઉપર ભવિષ્યમાં વધારે ધ્યાન આપે તો બાળકો ઘણા તંદુરસ્ત બને અને આગળ ઉપર તેઓ જોરાવર અને દૃઢ મનના થાય. પ્રાણાયામ વીદેશી પ્રજાને બહુ ઉપયોગી જણાવા લાગ્યા છે અને તેથી ઘણા રોગ મટે છે એમ તેઓ કહે છે. અને તેનો ઉપયોગ પણ પરદેશી પ્રજા કરવા લાગી છે, ત્યારે આપણા બાળકોને સંધ્યા અને પ્રાણાયામની લપ શી, એમ કહી તેઓ બેદરકાર રહેવા લાગ્યા છે વગેરે વગેરે ઉપદેશ આપી વાર્ષિક રૂ. ૧૦) આપવાનું તે વખતે જણાવેલ છે. બીજા ત્રણ ચાર આસામીઓએ વાર્ષિક તથા ખુશી ભેટ આપવા ઇચ્છા જણાવી છે તથા બહારગામવાળા તરફથી જુદી જુદી ભેટ મળી છે તે નીચે મુજબઃ—

## વાર્ષિક મેમ્બર.

| | | |
|---|---|---|
| ૨૪) | દવે દુર્ગાશંકર રઘનાથ. | મોરબી. |
| ૧૨) | દવે જેશંકર ઇશ્વર કાપડવાલા. | ” |
| ૧૨) | દવે ગૌરીશંકર ચત્રભુજ. હા. દયાશંકર. | ” |
| ૧૦) | ડાક્ટર કુબેરાય ચકુભાઈ ઓઝા. | ” |
| ૨) | શુક્લ જયાનંદ મહદેવ. હા. અમૃતલાલ. | ” |
| ૨) | દવે મયાશંકર બાવાભાઇ | ” |
| ૨) | દવે રણછોડ મયાશંકર મોચીલાવાળા. | ” |

## જુદી જુદી ખુશી ભેટના.

૫) બાઈ પાર્વતી ખીમજી. હા. ભગવાનજી પરમાનંદ જામનગરવાળા ભેટ „
૫) દવે ગૌરીશંકર નવલરામ, તેમના પુત્ર માનશંકરના વીવાહ પ્રસંગે. „
૫) દવે ડાહ્યાભાઈ રુગનાથજી. હા. ભાઈશંકર તેમની પુત્રીના „ „
૪) દવે ગૌરીશંકર હરજીવન અમદાવાદવાળા. હા. ભગવાનજી તેમના પીતાની વરસી પ્રસંગે. „
૫) દવે મોરારજી ભગવાનજી દેવળીઆવાળા. હા. ત્રીભોવનદાસ ગણેશજી તેમના કાકાની વરસી પ્રસંગે. „
૫) દવે અંબાશંકર ભાણજીની વીધવા બાઈ દયાકુંવરબા તરફથી ખુશી ભેટના. „
૫) દવે વશરામ દયાળજી હા. નરભેરામ. તેમના માતુશ્રીની વરસી પ્રસંગે. „

૩૪

ઉપર મુજબ વાર્ષિક તેમજ માસીક મેમ્બર બહુ થોડા છે. બાળકોને ધાર્મિક કેળવણી કેવી સુંદર અપાય છે તે જ્ઞાતિ ગૃહસ્થો નજરે જુએ છે માટે જો આ પાઠશાળાને વધારે મદદ મળે તો અત્યારે જે કેળવણી અપાય છે તેથી વધારે પ્રમાણમાં અપાય. જો બાળકોને સુંદર પુસ્તકો આવારનવાર ઇનામો તથા અન્ય જ્ઞાતિના બાળકો અત્યારે ૭ વિદ્યાર્થીઓ આવે છે તેમ વધારો કરી શકાય તે પણ તમારી શોભા ગણાશે.

લી. આપનો
મુગટલાલ કલ્યાણજી.

---

## આવતો અંક.

શ્રીમાળી શુભેચ્છકના તન્ત્રીને ઉનાળાની રજાઓ દરમ્યાન બહાર ગામ જવાનું હોવાથી જુન-જુલાઈના એકત્ર અંક બહાર પડશે.

વ્યવસ્થાપક.

## અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયને ગત માસમાં મળેલી નવી મદદ.

૧૦-૦-૦ રા. રા. છોટાલાલ દલપતરામ દવી, પહેલા વર્ગના લવાજમના સંવત ૧૯૭૯ તથા ૮૦ ના.

૫-૦-૦ રા. રા. રણછોડદાસ વીઠલદાસ તરફથી હા. આત્મારામ અંબાશંકર ઓઝા અમદાવાદ.

૨૦-૦-૦ છાત્રાલયવાળા મકાનના માલીક મહારાજ શ્રી કાશીરામ ભુમાનીરામ તરફથી મહા શુદી ૧ ના રોજ વિદ્યાર્થીઓને ભોજનના.

૩-૦-૦ રા. રા. પ્રભાશંકર મુળજી ભાવનગરવાળા તરફથી બીજા વર્ગના સભાસદના લવાજમના સંવત ૧૯૮૦ ના.

૧૦-૦-૦ ઓઝા મણીશંકર હરજીવન ભાવનગરવાળા મહાવદી ૩ ના માસીસા નિમીત્તે વિદ્યાર્થીઓને ભોજનના.

૮-૦-૦ શુકલ પ્રભાશંકર દેવશંકર અમદાવાદ તરફથી ચૈત્ર શુદી ૫ બુધવારે વિદ્યાર્થીઓને ભોજનના.

૧-૮-૦ શેઠ ડાયાભાઈ નથુભાઇ ચલોળાવાળા તરફથી રા. ૨૫ ના વ્યાજના

૧-૦-૦ રા. રા. કુલશંકર ઘેલાભાઇ આવસત્થી સુરતવાળા તરફથી મદદ.

૨-૮-૦ રા. રા. મોહનલાલ ડોસાભાઇ મહુરાવાળા તરફથી મદદના.

૧૦-૦-૦ રા. રા. પ્રભાશંકર આણંદરામ શ્રી અંજારવાળા તરફથી તેમના સ્વર્ગસ્થ ભત્રીજા લક્ષ્મીશંકર ઇશ્વરલાલની ચૈત્ર વદી ૨ ની સંવત્સરી નિમીત્તે વિદ્યાર્થીઓને ભોજનના.

૭-૧૨-૦ રા. રા દવે ભગવાનજી ગૌરીશંકર અમદાવાદ તેમના સ્વર્ગસ્થ પત્ની મણીબાઇની વરશી ચૈત્ર શુદી ૧૪ શુક્રવારે વિદ્યાર્થીઓને ભોજનના.

૧-૮-૦ રા. રા. મોહનલાલ ડોસાભાઇ મહુરાવાળા તરફથી મદદના.

---

૮૦-૪-૦

૪) પુસ્તકો રા. રા. શિવશંકર વનમાળી ઓઝા તરફથી.

મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. પ્રા. દે. મંડળ-અમદાવાદ.

## શ્રી મહાલક્ષ્મીજીની છબીવાળી રૂ. ૧ વાળી મકાન ફાળાની ટીકીટો.

### હા. રા. રા. જયંતીલાલ રતીલાલ ત્રીવેદી મુંબઇ.

૧ રા. લલ્લુભાઇ જગજીવન શાહ મુંબઈ.
૧ રા. જેશંકર છબરામ ત્રીવેદી ગઢડા.
૧ રા. રતીલાલ પ્રાણદાસ ત્રીવેદી ગઢડા.
૧ રા. પરસોતમદાસ ત્રીભોવનદાસ મુંબઇ.
૩ રા. મણીલાલ મગનલાલ મહાની મુંબઇ.
૧ રા. કૃષ્ણલાલ ભવાનીશંકર સરભોણુ
૧ રા. કરુણાશંકર ગીરજાશંકર ઓઝા લાઠી.
૧ રા. ચુનીલાલ હરજીવન ત્રીવેદી અમરેલી.
૩ એક સદસ્ય ૩૫ મીન્ટ રોડ મુંબઇ.

---
૧૩

### હા. દેવશંકર મોહનલાલ ઓઝા લાતુર.

૧ શેઠજી જીવનધર હીરાચંદ ગાંધી લાતુર.
૨ મોરારજી ગોકળદાસ લાતુર.
૧ મણીલાલ મગનલાલ ગુસીયા લીમડીવાળા લાતુર.
૧ ચાંપશી ધરમશી શાહ લાતુર.
૧ ગંગાધર પંઢરીનાથ કવટેકર લાતુર.
૧ મોહનલાલ ઇશ્વર ઓઝા ધ્રાંગધ્રા.
૧ ચેતરામ સાહેબજી લાતુર.

---
૮

---
૨૧-૦-૦
૧૨૦૩-૩-૦ [illegible]

---
૧૨૨૪-૩-૦ કુલ.

મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. ખા. કે. મંડળ—અમદાવાદ.

# શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય-અમદાવાદ.

## જ્ઞાતિના બાળકોને કેળવણી તે જ્ઞાતિ ઉન્નતિનું પ્રથમ પગથીયું છે.

## જ્ઞાતિનાં બાળકો એ આપણાં પોતાનાંજ બાળકો છે.

---

ક્યાં મા બાપો પોતાનાં બાળકોને અજ્ઞાન અંધકારમાં ગોથાં ખાવા દેશે?

એવા ક્યા જ્ઞાતિજનો હશે કે જે પોતાની જ્ઞાતિના બાળકોને અજ્ઞાન, કેળવણીના અભાવે હલકી નોકરી કરી જીવન નિર્વાહ ચલાવતા, જોવાનું ઈચ્છે?

જ્ઞાતિ બંધુઓ જાગો અને જ્ઞાતિનાં બાળકોને પોતાનાં બાળકો ગણી તેમનું અજ્ઞાન તિમિર ટાળવા, તેમને જ્ઞાનરૂપી દીવો આપી તેમના ઐહિક તથા પારલૌકિક કલ્યાણ માટે આજીવન ભાથું બંધાવવા તત્પર થાઓ.

જ્ઞાતિ અભિમાન ધરાવનાર, જ્ઞાતિને પોતાનું વિશાળ કુટુમ્બ સમજનાર, જ્ઞાતિ હિત માટે ઉત્સાહ ધરાવનાર દરેક જ્ઞાતિ બંધુએ જ્ઞાતિ બાળકોની કેળવણી અર્થે યથાશક્તિ સહાય્ય આપવી જરૂરની છે.

દાન આપવા માટે **અમદાવાદનું જ્ઞાતિ છાત્રાલય** ઉત્તમ સ્થાન છે.

## તુરતની જરૂરીયાતો.

જ્ઞાતિ વિદ્યાર્થીઓ શાળાઓ તથા કોલેજોમાં અભ્યાસ કરે તે ઉપરાંત તેમને કેટલુંક જરૂરનું ઔદ્યોગિક, વ્યાપારિક તથા જુદા જુદા ધંધાઓ અને કળાનું જ્ઞાન મળે તેવો પ્રબંધ **અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયમાં** કરવાનો નિશ્ચય થયો છે. આ દિશામાં શરૂઆત કરવા માટે પ્રથમ નીચેની વસ્તુઓની હાલ તુરતમાંજ જરૂર છે.-જ્ઞાતિના સાધન સંપન્ન ગૃહસ્થો તે જરૂરીઆત પુરી પાડે એવી ખાસ વિનંતિ છે.

૧ વિદ્યાર્થીઓને ટાઇપ રાઇટીંગ શીખવાડવા માટે એક અંગ્રેજી અને એક ગુજરાતી એવા બે ટાઇપ રાઇટરો.

૨ કાંતવાની કળા સાથે વણાટ કામ શીખવાડવા માટે એક શાળા.

૩ સુથારી કામ માટે સારાં સુથારી ઓજારો માટે રકમ.

૪ છાપવાની કળાના શિક્ષણ માટે તથા તે ધંધાનું સામાન્ય કળાપૂર્ણ

શિક્ષણ આપવા માટે એક ન્હાનું પ્રેસ અગર તો ન્હાનું પ્રેસ કરવા માટે રૂા. બે હજારની રકમ.

ટાઇપ-રાઇટીંગ સાથે શોર્ટ હેન્ડનું પણ શિક્ષણ આપવામાં આવશે. આ જ્ઞાન વિદ્યાર્થીઓને ધંધામાં તેમજ સારી નોકરી પ્રાપ્ત કરવામાં ઘણુંજ ઉપયોગી નીવડશે.

કાંતવા, વણવા, તથા સુથારી લુહારી કામની માહિતગારીથી કેટલાંક ગરગથ્થુ કામ હાથે કરી લેવાનો સ્વાશ્રય વિદ્યાર્થીઓમાં આવશે.

છાપવાની કળા પ્રાપ્ત કરવાથી તે ધંધો સ્વતંત્ર રીતે કરવાની તેમજ ધંધાને અંગે સારૂં છાપકામ કરાવવાની કળા અને રસીકતા કેળવાશે તથા સામાન્ય બુદ્ધિના વિદ્યાર્થીઓને ધંધા અથવા નોકરીનું એક સાધન પ્રાપ્ત કરી શકાશે.

આટલી યોજના પાર પડતાં બીજી પણ આવશ્યક જ્ઞાનની યોજના તૈયાર કરવામાં આવશે.

નાતિના ઉત્સાહી સાધન સંપન્ન ગૃહસ્થોને આટલી જરૂરીઆતની વસ્તુઓ પૂરી પાડવાની આ એક ઉમદા તક છે.

## બીજી જરૂરીયાતો.

(૧) છાત્રાલયના સ્વતંત્ર મકાન માટે ન્હાની મ્હોટી રકમોની.
(૨) મકાન ફાળાની મહાલક્ષ્મીની છબીવાળી રૂપીઆ એકવાળી ટીકીટ ભરાવનાર ઉત્સાહી જ્ઞાતિ સ્વયંસેવકોની.
(૩) નાદુરસ્ત તબીયત વખતે સારવાર અને તુરતના વૈદિક ઉપચાર માટે દવાખાનાની વસ્તુઓ અગર તે માટે નાણાંની મદદ.
(૪) સારી લાયબ્રેરી બનાવવા માટે પુસ્તકો અગર તે માટે રકમ.
(૫) વાચનાલય માટે અઠવાડિક અથવા માસિક પત્રો અગર તે માટે રકમ.
(૬) વણાટ કામ, ટાઇપ રાઇટીંગ, શોર્ટ હેન્ડ વિગેરે શિખવા તથા શિખવાડવા માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવા માટે પગાર કે શિષ્યવૃત્તિ પૂરી પાડવા માટે રકમો.
(૭) તિથિ ભોજનો માટે અથવા સાદા ભોજનો માટે કષ્ટ જનના સ્મરણાર્થે રકમો.

નીચેની તિથિઓ આજ સુધીમાં નોંધાએલી છેઃ—

(૧) રૂા. ૨૫૧) મહાવદ ૯ ના રોજ સ્વ. શામજી ચત્રભુજ ઓઝા (મોરબી) ની તિથિના ભોજનના.

(૨) રૂા. ૨૫૧ ) પોષ વદ ૮ ને રોજ સ્વ. ઓઝા શંકરભાઇ રામચન્દ્ર, (ખંભાતવાળા) ની તિથિ ભોજનના હા. સ્વ. ચંચળબાઈ.

(૩) રૂા. ૨૫૧) શ્રાવણ વદ ૧ ના રોજ સ્વ. ત્રવાડી-હાવજી નારણજીની તિથિ ભોજનના હા. અનોપરામ હાવજી ત્રવાડી, ભાવનગર.

(૪) રૂા. ૨૫૧) ફાગણ શુદ ૧ ના રોજ સ્વ. બાઇ હરિ તે સ્વ. હાવજી નારણજીનાં પત્નીની તિથિ ભોજનના હા. અનોપરામ હાવજી ત્રવાડી ભાવનગર.

(૫) રૂા. ૨૫૧) માગશર શુદ બીજના રોજ સ્વ. દેવાબાઇ તે સ્વ. અનોપરામ રાજારામની વિધવાની તિથિ ભોજનના, હા. મણીલાલ અનોપરામ ત્રિવેદી ખંભાત.

(૬) રૂા. ૨૫૧) અષાડ શુદ ૧૫ અલીઆગવાળા સ્વ. ચંચળબાઇની તિથિ ભોજનના.

(૭) રૂા. ૨૫૧) સ્વ. ગંગાબાઇની તિથિ ભોજનના હા. છોટાલાલ દલપતરામ કવિ, ભાવનગર.

(૮) રૂા. ૨૫૧ ) ભાદરવા વદ ૧ ના રોજ સ્વ. મોતીલાલ મગનલાલ શાહની તિથિ ભોજનના હ. નારણલાલ મોતીલાલ બુકસેલર, અમદાવાદ.

બીજી એક તિથિ સ્મારકની રકમ માટે એક ગૃહસ્થ તરફથી વચન મળેલું છે. તેમના તરફથી રકમ આવી જતાં તે જાહેર કરવામાં આવશે.

અન્ય ઉત્સાહી જ્ઞાતિ ગૃહસ્થોને પોતાના સ્વર્ગસ્થ સ્નેહીજનો પ્રત્યેનો ભાવ દર્શાવવા માટે તથા તેમના પ્રત્યેનું રૂણ અદા કરવા માટે તિથિ સ્મારકની આ રીત ઉત્તમ છે. જ્ઞાતિબંધુઓ આ પ્રકારની વિશેષ મદદ આપવા પ્રેરાશે એવી વિનંતિ છે.

ઉપરની જરૂરીયાતો પૂરી પાડવા માટે ન્હાની અથવા મ્હોટી નાણાંની સહાય્ય આપવા માટે જ્ઞાતિના ઉત્સાહી, તેમજ જ્ઞાતિના બાળકો માટે લાગણી ધરાવનાર સાધન સંપન્ન ગૃહસ્થો પ્રેરાશે એવી વિનંતિ છે,

મન્ત્રીઓ—શ્રી. મ. આ. શ્રી બ્રા. કેળવણી મંડળ.
દોલતખાના ૪૧૦૩-૬ અમદાવાદ.

Reg: No. B. 1442

# श्रीमाळी शुभेच्छक.

सत्यंवद। धर्मंचर। स्वाध्यायान्माप्रमदः। उपनिषद्
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥ श्री. भ. गीता.

वर्ष ५ मुं.] ऑगस्ट–१९२५. [अंक ८ मो.

## विषयानुक्रमणिका.



तन्त्री अने प्रकाशक
त्र्यंबकलाल शिवशंकर त्रिवेदी, एम. ए.
दोलतखाना, ४६०३-०६—अमदावाद.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.
વાઘેશ્વરીની પોળ, રાયપુર—અમદાવાદ.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छत्यशुभं यः स्वपरस्य नित्यं भूयात्तस्याशुभं कुलदेवी तस्य।
विचार्यैवं विहरन्तु सर्वे श्रीमाल्यो शुभेच्छक इच्छतीदम्॥

(જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ વચનનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. રા. મ. જપાચી)

પુ. ૫ મું.] ઑગસ્ટ-૧૯૨૪ [અંક ૮ મો.


## ભાવનગર ખાતે શ્રી પ્રેમશંકર ધનેશ્વર શ્રીમાળી બ્રાહ્મણ બોરડીંગની સર પ્રભાશંકર પટ્ટણીના હાથે ખુલ્લી મુકવાની ક્રિયા.



### રા. રા. વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદી તથા રા. રા. પ્રેમશંકર ધનેશ્વર ત્રિવેદીને માનપત્ર.



તા. ૨૮-૬-૨૪ ના રોજ સાંજના સાડાચાર વાગે આપણી જ્ઞાતિના વંડાની મેડી ઉપર ભાવનગર સ્ટેટની કૌંસીલના પ્રેસીડન્ટ સાહેબ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સી. આઈ. ઇ. ના પ્રમુખપણા નીચે રાવ બહાદુર મે. વિઠ્ઠલદાસભાઇ તથા રા. રા. પ્રેમશંકરભાઇને માનપત્ર આપવાનો અને શ્રી પ્રેમશંકર ધનેશ્વર શ્રીમાળી બ્રાહ્મણ બોર્ડીંગ ખુલ્લી મુકવાની ક્રિયા કરવાનો મેળાવડો થયો હતો. કૌંસીલના મેમ્બર સાહેબો મે. રાવ બહાદુર શ્રીપુરષોત્તમ કાળિદાસ ત્રીવેદી તથા મે. દવાવડો આદરજી પોપાવાળા સાહેબ તથા રાજ્યના બીજા અમલદારો અને શહેરના ગૃહસ્થો પણ પધાર્યા હતા. વળી ભાવનગરના જ્ઞાતિબંધુઓ સારી સંખ્યામાં હાજર હતા. તે ઉપરાંત અહીંના આમંત્રણને માન આપી ભંડારીયા, તળાજા, [illegible], મહુવા

શિહોર, ઉમરાળા વીગેરે સ્થળોએથી પણ જ્ઞાતિબંધુઓએ પધારી પ્રસંગ દીપાવ્યો હતો. વિશેષમાં મે. વિઠ્ઠલદાસભાઇ તથા પ્રેમશંકરભાઇને મુબારકબાદી તથા દીર્ઘાયુ ઇચ્છનારા અને વિદ્યાર્થી ગૃહ તરફ શુભેચ્છાઓ દર્શાવનારા પત્રો તથા તાર નીચેના ગૃહસ્થો તરફથી આવ્યા હતા અને તે પ્રસંગે સભા પાસે રજુ કરવામાં આવ્યા હતા.

તાર-(૧) મે. કૃષ્ણલાલ કેશવલાલ, જેતપુર.
(૨) રા. ચુનીલાલ હરીલાલ, જીરા, તરફથી.

પત્રો-(૧) ઓઝા પ્રાણશંકર શીવશંકર, ધોળકા. (૨) રા. રા. રતિલાલ કાળીદાસ, અમદાવાદ. (૩) રા. રા. મયાશંકર જટાશંકર, અમદાવાદ. (૪) રા. રા. ચીમનલાલ દલપતરામ કવિ, અમદાવાદ. (૫) રા. રા. મોહનલાલ લક્ષ્મીશંકર, રાણપુર. (૬) રા. રા. કુલશંકર મહાવજી વંથળી સોરઠ. (૭) રા. રા. કલ્યાણજી ચત્રભુજ ઓઝા, રાજકોટ. (૮) રા. રા. હરિશંકર ઇશ્વર દવે, રાજકોટ. (૯) રા. રા. મણિશંકર નાથજી ઓઝા, રાજકોટ. (૧૦) રા. રા. મંગળજી હરજીવન ઓઝા, રાજકોટ. (૧૧) રા. રા. પોપટલાલ કરસનજી વ્યાસ, મહુવા. (૧૨) રા. રા. રેવાશંકર ગીરજાશંકર, પાંચતલાવડા. (૧૩) રા. રા. લલ્લુભાઇ કાળીદાસ ઓઝા, દાહોદ. (૧૪) રા. રા. નારાયણજી જગન્નાથ ત્રિવેદી, દાહોદ. (૧૫) રા. રા. કેશવલાલ કડવા ઓઝા, આટકોટ. (૧૬) રા. રા. નરોતમદાસ દોલતરામ, ધોધા. (૧૭) રા. રા. રતિલાલ મોતીલાલ, ધ્રાંગધ્રા. (૧૮) રા. રા. રામપ્રસાદ પીતામ્બરદાસ, મહુવા તરફથી.

પ્રમુખની ચુંટણી થયા બાદ મે. છોટમલાલ દલપતરામ કવિએ શ્રીમાળ નગરથી શરૂ કરીને અત્યાર સુધીની શ્રીમાળીઓની સ્થીતિ અને તેમની અગાઉની જાહોજલાલી વર્ણવી બતાવી હતી અને જુદે જુદે સ્થળે વિદ્યાર્થીગૃહોને માટે થયેલા પ્રયાસો અને જ્ઞાતિબંધુઓએ તેને માટે લીધેલા શ્રમનો ઉલ્લેખ કર્યો હતો અને તેઓએ જણાવ્યું હતું કે મોડ઼ે મોડ઼ે પણ ભાવનગર જાગ્યું છે. રા. રા. ગીરજાશંકર ભગવાનજીએ પોતાના ભાઇ શિવશંકરના સ્મરણાર્થે રૂ. ૫૦૦૦) કેળવણી ફંડ માટે કાઢ્યા છે તેની તથા ગંગાસ્વરૂપ ચંચળબ્હેન તથા કંકુ બ્હેનના ઉદારપણાની સ્તુતિ કરી હતી. ત્યાર બાદ રા. રા. નરભેશંકર પ્રાણજીવન દવેએ માનપત્રો વાંચ્યા હતાં અને ઐક્ય, પદ્ધતિ સંબંધે વ્યાખ્યાન આપ્યું હતું. પછી મે. પ્રમુખશ્રીના હસ્તે રાવ બહાદુર

મે. વિઠ્ઠલદાસભાઇ તથા રા. રા. પ્રેમશંકરભાઇને માનપત્રો અર્પણ કરવામાં આવ્યાં હતાં. મે. વિઠ્ઠલદાસભાઇએ ઉત્તરમાં જ્ઞાતિનો ઉપકાર માન્યો હતો, અને લીંબડી મુકામે ભરાયેલી પરિષદ્ પોતાના શ્રમથી સફળ થઇ તે હકીકત જ્ઞાતિભાઇઓના કહેવાથી જાણી પોતાનો સંતોષ જાહેર કર્યો હતો. ઉપરાંત જણાવ્યું હતું કે રાજ્યના કામકાજમાં મે. પટણી સાહેબની કૃપા અને શરૂઆતથીજ નોકરી તેઓ સાહેબની છાયા નીચે કર્યાનું અને માનપત્ર પણ તેઓ સાહેબને હાથે અપાયાની હકીકત મગરૂબ થવાનું અને સંતોષ માનવાનું કારણ છે એમ જણાવ્યું હતું. હાલ થોડા સમય પહેલાં અમદાવાદની બોર્ડીંગને રૂ. ૧૫૦૦ ની રકમ મકાનના ફાળામાં પોતે આપેલ છે એટલે ભાવનગર બોર્ડીંગને યોગ્ય સમયે પોતે ભૂલશે નહિં તેમ જણાવ્યું હતું. દરમીયાન એક ફ્રી બોર્ડરનો ખર્ચ એક વર્ષ સુધી આપવાનું તેઓ સાહેબે જાહેર કર્યું હતું અને ચાંદીના કાસ્કેટની જે કિંમત હોય તે બોર્ડીંગ ફંડમાં આપવા જણાવ્યું હતું. છેવટે તેમણે જણાવ્યું હતું કે જ્ઞાતિ મારી પાસેથી જે જોઇએ તે માગવા હકદાર છે અને પોતે દરેક પ્રસંગે સેવા કરવા તૈયાર છે.

મે. પ્રેમશંકરભાઇ તરફથી ઉત્તર આપવામાં આવ્યો હતો તેમાં તેમનું ઘણું નિરાભિમાનપણું અને સાદાઈ દેખાઇ આવતાં હતાં. તેમણે પણ માનપત્રના કાસ્કેટની કિંમત જેટલી રકમ બોર્ડીંગ ફંડમાં આપવા જાહેર કર્યું હતું. બોર્ડીંગને સર્વ તરફથી ઘણા આશીર્વાદ મળ્યા હતા. અને પાયો ઘણી શુભ ઘડીમાં નખાય છે એટલે ઘણી આબાદ થશે એમ જોશીએ સભામાં જાહેર કર્યું હતું.

ત્રણ વિદ્યાર્થીઓથી ગૃહ શરૂ થયું છે. ભાઇ જ્યંતીલાલ દેવશંકર ઓઝા, પ્રીવીઅસ, વાંકાનેર; ભાઇ નરોત્તમદાસ ધરલાલ, પ્રિવિઅસ, મોરબી, ભાઈ પ્રતાપરાય પોપટલાલ, પ્રીવીઅસ, મહુવા; એ ત્રણ ભાઇઓ હાલ દાખલ થયા છે. બીજા બે ત્રણ વિદ્યાર્થીઓ એકાદ બે દિવસમાં આવવાના છે. મે. છોટમલાલ દલપતરામ કવિ તરફથી પોતાના સ્વર્ગસ્થ પુત્ર હરીપ્રસાદના સ્મરણાર્થે બોર્ડીંગમાં રહી પ્રીવીઅસમાં અભ્યાસ કરતા એક વિદ્યાર્થીને એક વરસ સુધી રૂા. ૧૦ ની માસિક સ્કોલરશીપ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું તેઓ સાહેબ દરેક પ્રસંગે કેળવણીના કામમાં ઉદાર મનથી પોતાના નાણાનો સદ્વ્યય કરે છે અને દરેક સંસ્થા તરફ પોતાનો હાથ લંબાવે છે તે આપણે મગરૂર થવા જેવું છે અને તે ખાતે તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે એમ સેક્રેટરી તરફથી કહેવામાં આવ્યું હતું.

મે. પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં રાવ બહાદુર વિઠ્ઠલદાસભાઈનું માનપત્ર અતિશયોક્તિ સિવાય યથાસ્તિ સ્થીતિનું વર્ણન કરે છે એમ જણાવી. મે. વિઠ્ઠલદાસભાઈને રાજ્યની સેવા બજાવવા ઉપરાંત યુરોપીઅન અધિકારીઓને ખુશી રાખી રાજ્યનું કામ કરવાનું છે તે કામ તેમણે એટલું સંતોષકારક રીતે બજાવ્યું છે કે તેમને ઇલિકાબ મળવો જોઇએ એવો આગ્રહ તે યુરોપીઅન અધિકારીઓનો હતો. રા. વિઠ્ઠલદાસભાઇ હુશિયારી ઉપરાંત ઘણા સંયમથી રાજ્યની સેવા બજાવે છે એમ તેમણે જાહેર કર્યું હતું.

રા. રા. પ્રેમશંકરભાઇની ઉદારતા મે. પ્રમુખ સાહેબે પૈસાદાર માણસની અધલાખ રૂપીઆની સખાવત કરતાં વધારે કીંમતી ગણી હતી અને તે પૈસાદાર માણસોને પણ ધડો લેવા લાયક છે એમ કહ્યું હતું. પ્રેમશંકરભાઈની સાદાઇને 'એક હાથે કરેલી સખાવત બીજો હાથ ન જાણે' એવી રીતે ઓળખાવી બોર્ડીંગના સંબંધમાં કહ્યું કે જ્ઞાતિના ભૂતકાળ તરફ જોવા કરતાં હાલની અને ભવિષ્યની સ્થિતિ જોવાની જરૂર છે. આપણા ઋષિમુનિઓએ શાસ્ત્રો લખ્યાં છે અને તેઓ વિદ્યામાં ઘણા સમર્થ હતા. આપણામાં તેમના સંસ્કારો છે એટલે અનુકુળ સંજોગો મળતાં ખીલી આવે તેમાં નવાઈ જેવું નથી. પોતાને હાથે ખુલ્લી મુકાયેલી કોઇ બોર્ડીંગ નીષ્ફળ નીવડી નથી એટલે આ પણ ફત્તેહમંદ નીવડે એવો પુરૂષાર્થ કરવા જણાવ્યું હતું. આથી જ્ઞાતિભાઇઓમાં ઘણો ઉત્સાહ ઉત્પન્ન થયો હતો અને કેટલાક ભાઇઓ ઘણા ખંતથી મદદ રૂપ થયા છે અને થાય તથા તમામ ભાઇઓ બોર્ડીંગ તરફ અમિદ્રષ્ટિથી જુએ એવી પ્રેરણા પ્રભુ તેમને કરો એવી પ્રાર્થના છે.

ત્યાર બાદ પ્રસંગોચિત કવિતા ગવાયા બાદ રા. રા. ધનેશ્વર પરમાણંદદાસ, રા. રા. પ્રેમશંકરભાઇ તથા મે. રાવ બહાદર વિઠ્ઠલદાસભાઈ સંબંધે કેટલીક હકીકત જણાવી હતી.

મે. પ્રમુખ સાહેબનો ઉપકાર માની તથા પાન ગુલાબ અને ફુલહાર અપાયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો. મેળાવડામાંથી ફારેક થયા બાદ આજના શુભ કાર્યની ખુશાલીમાં રા. રા. ધનેશ્વરભાઇ તરફથી જ્ઞાતિભોજન હતું ત્યાં અલદેવો પધાર્યા હતા.

આ પ્રસંગે ભરાયેલી રકમો નીચે પ્રમાણે છે.

રૂા. ૨૫૧) રા. રા. દામજીભાઈ રણછોડ ત્રીવેદી તળાજા.
રૂા. ૫૧) રા. રા. છગનલાલ બાપુભાઇ ત્રીવેદી તળાજા.
રૂા. ૫૧) રા. રા. વિઠ્ઠલદાસ દામજી ત્રીવેદી મહુવા.

શ્રીમાન્ વિઠ્ઠલદાસ ગીરજાશંકરને અર્પણ કરવામાં આવેલ માનપત્ર.

શ્રીમાન્ રાવ બહાદુર

વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદી,

બી. એ., એલ. એલ. બી.

ભાવનગર.

પ્રિય બન્ધુ,

નામદાર બ્રિટિશ સરકાર તરફથી આપને રાવ બહાદુરનો ઇલકાબ એનાયત થયો તે જાણી અમે આપના જ્ઞાતિબંધુઓ તે તકનો લાભ લઈ અમારા અંતઃકરણની ખુશાલી પ્રદર્શિત કરી આપને અભિનંદન આપીએ છીએ.

આપની કારકીર્દિ પ્રથમથી જ યશસ્વી નીવડી છે. આત્મબળથી અને સ્વાશ્રયીપણે કેળવણી ખાતાની નોકરીની સાથેસાથ ડેકન કોલેજમાંથી બી એ. ની ઉપાધિ મેળવી સને ૧૮૯૭ માં આપ બી. એ. એલ. એલ. બી, થયા તે વખતે આપ રાજકુમાર કોલેજમાં હતા. સને ૧૯૦૦ માં આપ ભાવનગર રાજ્યની નોકરીમાં જોડાયા ત્યારથી આપે સતત ખંત, ઉદ્યોગ અને એકનિષ્ઠાથી રાજ્યની સેવા બજાવી છે અને પ્રજાની પણ પ્રીતિ સંપાદન કરી છે. આ રાજ્યના ન્યાય તથા વસુલાત ખાતામાં તેમજ પબ્લીક પ્રોસીક્યુટર તરીકે આપે સંગીન કામ કર્યું છે. વળી હજુર કોર્ટની બેંચ ઉપર ખાસ કામગીરી સબબે આપની પસંદગી થઇ હતી એટલાથીજ આપની લાયકાત તો પુરવાર થઇ જાય છે. પોલિટિકલ ખાતામાં પણ આપ બાર વર્ષથી રાજ્યની કિંમતી સેવા બજાવો છો.

આપને રાવ બહાદુરનો જે ઇલ્કાબ એનાયત થયો તે આપના જેવા કાર્યદક્ષ અને લાયક પુરુષને યોગ્ય માન મળ્યું છે; અને નામદાર સરકારે આપની જે કદર કરી છે તેને માટે અમે આપના જ્ઞાતિ-બંધુઓ નામદાર સરકારનો ઉપકાર માનવાની આ તક લઇએ છીએ.

જ્ઞાતિ પ્રત્યેની સેવા ઉદાર ભાવની અને સમદર્શી છે. કેળવણીના ક્ષેત્રમાં આપ એલ એલ. બી. ની ડીગ્રી મેળવવામાં જ્ઞાતિમાં અગ્રસ્થાન ભોગવો છો, અને સાર્વભૌમ સરકાર તરફથી આ માન મેળવનાર પણ આપ પહેલા જ છો. સ્વાશ્રય અને આત્મબળ દુનિયામાંની મુસ્કેલીઓ દૂર ખસેડી

રસ્તો કેવી રીતે કરી શકે છે તેનો આદર્શરૂપ દાખલો પાડી જ્ઞાતિના યુવાનોના આપ માર્ગદર્શક થયા છો. લીંબડી મુકામે મળેલી શ્રીમાળી પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારી તેને આપે ફત્તેહમંદ બનાવી હતી. વિદ્યાવર્ધક સભાને પણ આપશ્રીએ સંગીન મદદ કરેલી છે અને જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે અહીં બોર્ડીંગ સ્થપાય છે તેના તો આપ આત્મારૂપ છો.

આપના ભાગ્યશાળી પુત્રોને જમાનાને અનુસરતી ઉંચી કેળવણી આપીને આપે તેમને સારે દરજ્જે પહોંચાડયા છે તેજ પ્રમાણે આપશ્રી પછાત પડેલી કોમના બાળકો પ્રત્યે આપ આપના સ્વભાવ અને રીત પ્રમાણે પ્રેમ દ્રષ્ટિથી જોશો અને તેના શ્રેયમાં વધારે આગળ પડતો ભાગ અવશ્ય લેશો એવી અમને ખાત્રી છે. सुज्ञेषु किं बहुना.

છેવટે ભાગ્યદેવીએ ભરોસાપૂર્વક અદ્યાપિપર્યંત આપને ભાગ્યવંત કર્યા છે અને પ્રકૃતિની પ્રસાદીરૂપ વિભૂતિઓ અત્યાર સુધી વ્યવહારના ધોરણ ઉપર પ્રાપ્ત કરવાને આપ સફળ થયા છો તે ચિરકાલ ભોગવો અને બીજી વિભૂતિઓ મેળવવા આપ ભાગ્યશાળી થાઓ. તે ભોગવવા સર્વના અંતરમાં વસેલા અંતર્યામિ પ્રભુ આપને દીર્ઘાયુ આપો અને આપણી જ્ઞાતિના શ્રેયમાં અગ્રેસર રહી આપ તેમાં ભાગ લેતા રહો એ અમારી નમ્ર પ્રાર્થના પ્રભુ સ્વીકારો! तथास्तु.

ભાવનગર, તા. ૨૮–૬–૧૯૨૪. સંવત ૧૯૮૦ના જેઠ વદ ૧૨ શનિવાર.

અમો છીએ આપના

**ભાવનગરના શ્રીમાળી જ્ઞાતિ-બંધુઓ.**

---

## રા. રા. પ્રેમશંકર ધનેશ્વરને અર્પણ કરેલું માનપત્ર.

## રા. રા. પ્રેમશંકર ધનેશ્વર ત્રિવેદી.

પ્રિય બન્ધુ !

આપે ભાવનગર ખાતે હાઇસ્કુલ અને કોલેજમાં અભ્યાસ કરનારા આપણી જ્ઞાતિના બાળકોની સગવડ ખાતર વિદ્યાર્થીગૃહ સ્થાપવા રૂા. ૫,૦૦૦ જેટલી રકમ અર્પણ કરી જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધીને અંગે હાલના જમાનાને અનુકૂળ ગોઠવણ કરવાના કાર્યમાં પહેલ કરી તે ખાતે અમારની લાગણીથી પ્રેરાઈ આપના સ્તુત્ય પગલા માટે આપને અમે અભિનંદન આપીએ છીએ.

શિહોરના આબરૂદાર અને લાયક કુટુંબમાંથી ઉતરી આપની આર્થિક સ્થિતિના પ્રમાણમાં આવી સખાવત માટે આપે હિંમત બીડી તે આપનું ઉદાર અંતઃકરણ અને પોતે વ્યવહારૂ કેળવણી ઉપરાંત વિશેષ કેળવણી નહિ લીધેલ છતાં વિદ્યાવૃદ્ધિ તરફ આપનો પક્ષપાત દાખવે છે. સંસ્થા હયાતીમાં આવ્યા બાદ આબાદ થાય તો હજી વિશેષ મદદ કરવા આપ ઉત્સુક છો તે ઘણું ખુશી થવા જેવું છે અને અમને ઉત્સાહ આપનારૂં છે.

વિદ્યાર્થીગૃહ આપનું ફરજંદ છે અને તેને ઉછરતું અને યુવાવસ્થાએ પહોંચેલું જોવાને આપ આતુર હો તે સ્વાભાવિક છે. આપની આ ઇચ્છા સફળ કરવી તે સંસ્થાના કાર્યવાહકોની અને જ્ઞાતિની મુખ્ય ફરજ છે.

આપનો ઉદાર અને આદર્શ રૂપ દાખલો જોઇ જ્ઞાતિનો ગૃહસ્થ વર્ગ પોતાનો હાથ આ સંસ્થા તરફ લંબાવો અને સંસ્થાને પગભર થવા માટે જોઇતું પોષણ આપવા પરમાત્મા તેમને પ્રેરણા કરો એવી પ્રાર્થના છે. સંસ્થાના જન્મથીજ તેને જે આવકાર મળ્યો છે તે ઉપરથી સારી આશા બાંધી શકાય છે.

છેવટે આપની ઉદાર પ્રકૃતિએ અસ્તિત્વમાં આણેલું આપનું આ બાળક આપના જ્ઞાતિ બંધુઓના હવાલામાં સોંપી તેની આબાદીમાં આનંદ માની આપ કૃતાર્થ થશો અને ઉછરીને યુવાવસ્થામાં આવેલું તેને જોવા પ્રભુ આપને દીર્ઘાયુઃ કરો ! તથાસ્તુ.

ભાવનગર, તા. ૨૮-૬-૧૯૨૪, સંવત ૧૯૮૦ ના જેઠ વદ ૧૨ શનિવાર.

અમો છીએ આપના

ભાવનગરના શ્રીમાળી જ્ઞાતિ બંધુઓ.

# મહુવા શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી ફંડનો હેવાલ.

## શ્રીમાન્ રા. રા. વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદી તથા શ્રીમાન રા. રા. છોટાલાલ દલપતરામ કવિને મહુવામાં અર્પાએલાં માનપત્રો.

મહુવામાં દર વર્ષે પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓને તથા બાળાઓને ઇનામ વહેંચવામાં આવે છે તે મુજબ આજરોજ તા. ૧૬-૯-૨૪ ના રોજ ઇનામ વહેંચવા માટે સભા ભરવામાં આવી હતી. તે સાથે આપણી જ્ઞાતિરત્ન રા. રા. વિઠ્ઠલદાસભાઇ તથા રા. રા. છોટાલાલ દલપતરામ કવીશ્રી જેઓ અત્રે મહુવામાં લાઇબ્રેરીનું નવું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા નેકનામદાર મહારાજા સાહેબ કૃષ્ણકુમારસિંહજીને હાથે થવાની હતી તે પ્રસંગ ઉપર પધાર્યા હતા. તેમને જ્ઞાતિભાઇઓ તરફથી માનપત્રો આપવામાં આવ્યાં હતાં.

સભાનું પ્રમુખસ્થાન ભાવનગરના નગરશેઠ રા. રા. પરશુદાસભાઇને આપવામાં આવ્યું હતું. શેઠશ્રીએ પ્રમુખસ્થાન લીધા બાદ સભાનું કાર્ય નીચે પ્રમાણે કામ થયું હતું.

૧. કન્યાઓએ મેમાનોને સ્વાગતનું સુંદર ગીત ગાઇ પુષ્પોથી વધાવી લીધા હતા.

૨. વિદ્યાર્થી નંદલાલ હરગોવીંદે વિદ્યા વિષે એક સારી કવિતા ગાઇ હતી.

૩ વિદ્યાર્થી રતીલાલ રામજી તથા પ્રહ્લાદ હરગોવીંદે એક સારો સંવાદ બન્ની બતાવ્યો હતો.

૪. મંડળના સેક્રેટરી ત્રવાડી કરસનજી નરભેરામે મંડળનો ટુંક હેવાલ વાંચી સંભળાવ્યો હતો. સાર નીચે પ્રમાણે હતો.

આ મંડળને કાયમી આવકને માટે સારી રકમનું ફંડ નથી. ફક્ત રૂપા. રૂ. અનામત. રકમના. વ્યાજના. આશરે. છે નફ્ય. રૂ. ૧૦-૧૨. જોગાઇ. વેશવા, લમ વીગેરેના લાગાના આવે છે, તે સિવાય જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોની મદદથી આ ફંડ પોતાનું કાર્ય આજ દીવસ સુધી ચલાવતું આવ્યું છે. મંડળમાં નીચેના ગૃહસ્થો તરફથી અનામતે રકમ મૂકવામાં આવી છે.

૧૦૧ ત્રવાડી હરીભાઇ વીઠલજીના સ્મર્ણાર્થે હા. ત્રવાડી શામજી વજેરામ.

૧૨૧ ત્રવાડી પ્રમાણંદ મુળજી ગોપજવાળા. હા. ત્રવાડી ધનેશ્વર પ્રમાણંદ તથા વીરેશ્વર પ્રમાણંદ.

૨૦ ત્રવાડી અમૃતલાલ હરીશંકર, મહુવા.

૧૦ દોસી કશળચંદ કમળસી, મહુવા.

ઉપરની રકમના રૂ. ૧૫-૮-૦ વ્યાજના આવે છે તે ઉપરાંત રા. રા. વકીલ પોપટલાલ કરસનજી તરફથી રૂ. ૩-૦-૦ મળે છે. તે ઉપરાંત કવીશ્રી છોટાલાલભાઇ તરફથી દરેક મેળાવડામાં અમોને સારી મદદ મળી છે તેથી તથા જ્ઞાતિના આગેવાન ગૃહસ્થો તરફથી તથા અન્ય જ્ઞાતિના ભાઇઓ તરફથી પણ આ મંડળનું કામકાજ સારૂં જોઇ મદદ મળે છે તેથી કરીને મંડળનું કામ ચાલ્યે જાય છે. આ મંડળને વર્ષિક રૂ. ૧૦૦ ની વ્યાજની રકમ ઉત્પન્ન થાય એટલું ફંડ થાય તો વિદ્યાર્થીઓને સારો લાભ મળશે અને જ્ઞાતિ કેળવણીને ઉત્સાહ મળે તેટલી રકમ મેળવવા આપણે ભાગ્યશાળી બનીએ એટલી શ્રી મહાલક્ષ્મી આગળ પ્રાર્થના છે.

હેવાલ વંચાઇ રહ્યા બાદ રા. રા. પોપટલાલ કરસનજી વકીલે જ્ઞાતિ તરફથી રા. રા. વીઠ્ઠલદાસ ગીરજાશંકર તથા રા. રા. છોટાલાલ દલપતરામ કવીશ્રીને આપવામાં આવેલાં માનપત્રો વાંચી સંભળાવ્યાં હતાં. ત્યાર બાદ રા. રા. હરગોવીંદ પ્રેમશંકર કવીએ બન્ને જ્ઞાતિ ગૃહસ્થોની પ્રસંસા કરી હતી તથા ત્રવાડી ચત્રભુજ નાથાએ બંને ભાઇઓના ગુણાનુગાનનાં બે સારાં કવીત બનાવ્યાં હતાં તે ગાઇ સંભળાવ્યાં હતાં. ત્યાર બાદ અત્રેના નાગર ગૃહસ્થ રામપ્રસાદ દુર્ગાશંકર દેસાઇએ બંને ભાઇઓની સારી પ્રસંસા કરી હતી અને તેઓશ્રીના માનમાં રૂ. ૫ ના પુસ્તકો ઇનામમાં વહેંચવાની ઉદારતા બતાવી હતી. આવા અન્ય જ્ઞાતિના બંધુઓ પણ કેળવણીના કાર્યમાં જે સહાયતા આપે છે તે બાતે જ્ઞાતિબંધુઓ તેમના આભારી છે.

ત્યાર બાદ વિદ્યાર્થીઓને તથા કન્યાઓને જરમન સીલવરના પ્યાલા, રકાબીઓ તથા પુસ્તકો તથા મીઠાઇ વીગેરે ઈનામની વસ્તુઓ જે ગોઠવવામાં આવી હતી તે રા. રા. વીઠ્ઠલદાસભાઇને હાથે વહેંચવામાં આવી હતી.

ઇનામનું કાર્ય પુરૂં થયા પછી રા. રા. વિઠ્ઠલદાસભાઇએ તથા રા. રા. છોટાલાલભાઇએ પોતાની વિદ્વાનો લાભ જ્ઞાતિભાઇઓને તથા વિદ્યા-

થીબંધુઓને સારી રીતે આપ્યો હતો અને જ્ઞાતિભાઇઓએ જે લાગણી દર્શાવી હતી તે માટે ઉપકાર માન્યો હતો અને આ કેળવણી ફંડમાં રૂ. ૧૦૧) રા. વીઠલદાસભાઇએ તથા રૂ. ૧૦૧) રા. છોટાલાલભાઇએ ભેટ આપ્યા હતા કે જેના વ્યાજમાંથી દર વર્ષે ઇનામ વહેંચવામાં આવે. તે ભેટ ઉપકાર સાથે સ્વીકારવામાં આવી હતી.

ત્યારબાદ પ્રમુખશ્રીએ બન્ને ભાઇઓની તથા જ્ઞાતિની સારા શબ્દોમાં પ્રશંસા કરી હતી તથા પોતાને પ્રમુખસ્થાન આપ્યું તેને માટે જ્ઞાતિભાઇઓનો ઉપકાર માન્યો હતો. સભાનું કાર્ય પુરૂં થયા બાદ ત્રીવેદી શામજીભાઇ વગેરેએ પ્રમુખશ્રી તથા રા. રા. વીઠ્ઠલદાસભાઇ તથા રા. રા. છોટાલાલભાઇ તથા અત્રેના નગરશેઠ હરીલાલભાઈ વીગેરે સદગૃહસ્થો તથા જે અમલદાર વર્ગે પધારી લાભ આપ્યો હતો તેમનો મંડળ તરફથી ઉપકાર માન્યો હતો. પાન સોપારી હાર વહેંચાયા બાદ સભાનું કાર્ય પુરૂં કરવામાં આવ્યું હતું.

આ પ્રસંગે યુવક મંડળે જ્ઞાતિબંધુઓની તથા વિદ્યાર્થીભાઇઓની સહાયતાથી ઍંધરીંગ વિગેરે કરી રૂા. ૨૦૦)ની જે રકમ ભેગી કરી હતી તે રકમ ઉપરના કેળવણી ફંડમાં આપી દેવામાં આવી છે એટલે અગાઉ જણાવેલ રકમો સાથે ફંડમાં અત્યાર સુધી કુલ રૂ. ૬૫૮) એકત્ર થયા છે.

યુવક મંડળ જો ધારે અને હોંશથી કામ કરે તો રૂ. ૧૦૦૦) ની રકમનું ફંડ થોડા વખતમાં કરી શકે અને તે પ્રમાણે આપણને નાણા સંબંધી જે અડચણો ઇનામ વખતે નડે છે તે દુર કરી શકીએ. અને આપણી જ્ઞાતિના બાળકોને આપણે કાંઇક વિશેષ લાભ આપી કેળવણીમાં પછાત રહેતા વિદ્યાર્થીઓને આગળ વધારી શકીએ. તેથી યુવક મંડળ ઉત્સાહથી સહાય પૂરી પાડવા પ્રયત્નશીલ થશે એવી આશા છે.

લી.

કાનજી નરભેરામ,

મંત્રી–મહુવા કેળવણી ફંડ

# રા. બ. વિઠ્ઠલદાસભાઈ તથા રા. છોટાલાલ કવિને અપાયલું માનપત્ર.



સર્વગુણ સંપન્ન રાવ બહાદુર વિઠ્ઠલદાસ ગીરજાશંકરભાઈ અમો મહુવાની શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના બંધુઓ આપને નામદાર બ્રીટીશ સરકારે જે માનવંતો ઇલકાબ આપના ગુણની કીંમત કરી નિવાજ્યો છે તે ખાતર અમારા અંતઃકરણની ખરી લાગણી દર્શાવવા આ તક લઇએ છીએ

આપના પુજ્ય પિતાશ્રી ગીરજાશંકરભાઇએ આપણી કોમની અનેક રીતે ઉત્તમ સેવા બજાવી છે. તેને પગલે ચાલી આપ પણ જ્ઞાતિ હિતમાં દરેક પ્રસંગે સદા તત્પર રહેતા આવ્યા છો તે ખાતર અમે આપને ધન્યવાદ આપીએ છીએ. આપે અનેક વિટંબણાઓ સહી સતત મહેનતથી વિદ્યા સંપાદન કરવામાં જે ખંત અને ઉત્સુકતા દર્શાવી છે તે ખરેખર આપણી જ્ઞાતિરૂપ કુટુંબને ઉચ્ચ સ્થિતિએ લાવવાની ઇચ્છા દર્શાવનારાઓએ અનુકરણ કરવા યોગ્ય છે.

આપે યુનિવર્સિટી આર્ટસની તેમજ કાયદાની ઉચ્ચ પરીક્ષાઓ ઉત્તિર્ણ કરી આપના કુટુંબમાં તેમજ આપણા જ્ઞાતિબંધુઓમાં એક અનુપમ ઉદાહરણ પુરૂં પાડ્યું છે, તેટલુંજ નહીં પણ આપના પુત્રોને ભિન્ન, ભિન્ન, દિશામાં ઉચ્ચતર કેળવણી આપી અન્ય બંધુઓને માટે તે દિશામાં પ્રયાસ કરવાની ઉચ્ચ ભાવના પ્રેરી છે. વળી આપે આપના એક પુત્રને વ્યાપારી જ્ઞાન મેળવવા માટે યુરોપમાં ઉચ્ચ કેળવણી લેવા માટે મોકલ્યા તે દાખલો આપણા જ્ઞાતિબંધુઓને ચાલતા જમાનામાં આગળ વધવાનો ક્રમ માર્ગ કરવો તે દિશાતરફ માર્ગદર્શક બની રહેલ છે.

આપણા રાજ્યમાં કેળવણી, વસુલાત, તથા રાજ્યના જુદા જુદા ઉચ્ચ ખાતાઓમાં આપે આપની શક્તિને કસોટી ઉપર મુકી ઉત્તમ પુરવાર કરી આપી છે અને હાલ પોલીટીકલ ખાતામાં નામદાર બ્રીટીશ સરકાર તેમજ આપણા રાજ્ય વચ્ચેના વકીલ ખાતામાં આપ આપની કુશળતા દર્શાવી રહ્યા છો તથા રાજ્યની પ્રિતિ સંપાદન કરી સુયશ મેળવ્યો છે તે અમો જ્ઞાતિબંધુઓને ખરેખર મગરૂર બનાવી રહેલ છે પણ માત્ર ઉપર કહ્યું તેમ રાજ્યાદીક દિશામાંજ આપે કુશળતા બતાવી છે, એટલુંજ નહીં પણ બન-

હારીક શક્તિમાં પણ આપ તેટલીજ કુશળતા ધરાવો છો જેને અંગે આપણા સમસ્ત જ્ઞાતિબંધુઓએ આપને જ્ઞાતિની લીંબડી કોન્ફરન્સમાં પ્રમુખ નીમી આપની શક્તિની કીંમત કરી છે, અને આપે તેવીજ કુશળતાથી તે કામ પાર ઉતાર્યું છે. આવા આપના અનેક ગુણાથી આકર્ષાઈ અમો આપને અમારા ખરા અંતઃકરણનોજ યત્કિંચિત સત્કાર જે અત્યારે કરીએ છીએ તે સ્વીકારી આભારી કરશોજી, આપને તેમજ આપના કુટુંબને પ્રભુ દીર્ઘાયુષી અને યશસ્વી સદા રાખે તેજ અમારી પ્રાર્થના છે.

અત્યારે બંધુએ આપણી સન્મુખ બીરાજતા કવી હીરામણી દલપતરામભાઈના સુશીલ પુત્ર રા. રા. છોટાલાલભાઇ જે આપણાથી છુટા પડી ભાવનગર ખાતે નેક નામદાર મહારાજા સાહેબની સેવા બજાવે છે અને જેને અત્યારે આપણી પાસે નીહાળીએ છીએ તેમને પણ અમો આ સમયે તેમની ઉત્તમ નમુનેદાર સેવાઓ માટે વીસરી શકતા નથી.

મે. છોટાલાલભાઈ આપ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં આપના જીવન ધર્મના બે વિભાગ કર્યા હોય તેમ અમને તો જણાયું છે. એક તો સર્વે મનુષ્ય વર્ગને કેળવણી મળે તે માટે આપે સદાય તન, મન અને ધનથી આપની ઉચ્ચ ભાવના સદા જારી રાખી છે. પણ તે સાથે બીજું જે જ્ઞાતિમાં આપે જન્મ લીધો છે તે જ્ઞાતિનાં બાળકોનાં જીવન કેળવણી પામી ઉચ્ચતર બને તે માટે તો તન, મન અને ધન અર્પવામાં આપે કદી પાછી પાની કરી નથી.

જ્યારે જ્યારે જ્ઞાતિભાઇઓ તેમજ યુવકો જ્ઞાતિ ઉન્નતિને માટે અને તેમાં ખસુસ કેળવણીને માટે કંઇપણ પ્રયાસ કરવા પ્રેરાતા અને આપની પાસે તે સંબંધી સલાહ લેવા આવતા ત્યારે ત્યારે આપના ઉમરાઇ જતા હૃદયથી તેમના ઉચ્ચ હેતુને આપ વધાવી લેતા અને પ્રોત્સાહન આપી તેમને તે દીશા તરફ પ્રગતિવાન કરતા. આપણી જ્ઞાતિની કન્યાઓ કેળવણી પામે, આપણા બાળકો સંસ્કારી થાય, આપણી જ્ઞાતિમાંથી અંધકારરૂપી અજ્ઞાન નાશ પામે તે માટે આપ મીઠી ઔષધી આપી કોઇને પણ માઠું ન લાગે તેમ સમજાવી જ્ઞાતિનું હિત સદાય જાળવતા અને જ્ઞાતિમાં સદાય સંપનો વધારો કરાવતા એ આપનો મહાન સદ્દગુણ ખરેખર પ્રશંસનિય છે.

મહુવાની હાઇસ્કુલને અંગે ચાલતી કસરત શાળામાં વિદ્યાર્થીઓ રસ લેતા થાય અને વ્યાયામ કરી અંગ સુધારે એ હેતુથી આપે આપના સદ્દગત પુત્ર હરીપ્રસાદના સ્મરણાર્થે એક ફંડ ખોલી હરિપ્રાઇઝનું ઇનામ ઠરાવ્યું

હતું. મહુવા પુસ્તકાલયમાં પુસ્તકોથી ભરપૂર્ણ એક કબાટ આપે મૂક્યું તેમજ આપણી જ્ઞાતિના યુવક મંડળને ઉત્સાહપૂર્વક કામ કરવા માટે આપે ટેબલ ખુરસીઓ પુસ્તકો આપ્યા અને જ્ઞાતિ વિદ્યાર્થીઓના ઇનામના દરેક મેળાવડા વખતે સારી રકમ આપીને ઉત્તેજીત કર્યા છે. આવાં આપના શુભ કાર્યોની જેટલી તારીફ અમો કરીએ તેટલી ઓછી છે.

આપ જ્યાં જ્યાં જાઓ ત્યાં આવા શુભ કાર્યો કરતા રહો ને સારી તંદુરસ્તી ભોગવો તેવી અમારી જગન્નિયંતા-પ્રભુ પાસે ખરા અંતઃકરણની પ્રાર્થના છે.

અમો છીએ,

આપ અન્નેભાઇઓના જ્ઞાતિબંધુઓ,

ત્રીવેદી શામજી વજેરામ.

વ્યાસ પોપટલાલ કરસનજી.

માસ્તર હરગોવીંદ પ્રેમશંકર.

ત્રીવેદી સુંદરજી વીઠલભાઇ.

---

# मारी मुसाफरी

(મે-૧૯૨૪ નું અધુરૂં ચાલુ.)

મહુવાઃ—એ ભાવનગર રાજ્યનું ભાવનગરથી બીજે નંબરે ગણાતું વ્યાપાર, વસ્તીમાં આગળ વધતું શહેર છે. દરિઆ કિનારાની ઠંડી હવા ઉષ્ણ ઋતુમાં ધનાઢયોને અને અમલદારોને આનંદપ્રદ હોવાથી ઉનાળામાં વસ્તી વધે છે, સ્થળે સ્થળે નવનવો મેવો ઉત્પન્ન કરનારી વાડીઓની વૃક્ષલીલા! આમ્રવૃક્ષોની ઘટા અને નાળિએરીની ગગનગામી સુંદરતા ક્ષણભર કાઠિયાવાડના નંદનવનનું ભાન કરાવે છે! માલણ નદિનો પટ અને તે જ્યારે વર્ષાઋતુમાં પાણીથી ભરપુર હોય ત્યારે તો મહુવાની સુંદરતા ઓરજ દેખાય છે. આવા સુંદર અને નામચીન શહેરમાં આપણી જ્ઞાતીની વસ્તી પણ સારી આશા આપનારી છે. જો કે અન્યત્ર ઘટતી જતી વસ્તીનો ખ્યાલ અહીંપણ આવે છે તોયે અત્યારે સાઠેક ઉપર તો ઘર છે. માતાજીનું મંદિર અને નાતની વાડી પણ જોતાં આનંદ ઉપજે એવાં છે. પણ નથી આનંદ જ્ઞાતિભાઇઓની ઐક્યતામાં, કે જ્ઞાતિ ઉન્નતિના વિચારોની ધગશમાં.

જ્ઞાતિ ઉન્નતિનાં સાધનો તો અહિંયે યુવકોએ સંપડાવ્યાં છે. યુવકમંડળ, લાઇબ્રેરી, વિદ્યોત્તેજક ફંડની ઇનામી યોજના કાર્ય પદ્ધતિમાં છે. પરંતુ આપણી જ્ઞાતિની એવી અવદશા છે કે આવા સાધનો ઉત્સાહથી ઉભાં તો થાય છે, તેને પોષવાને જોઇતી મદદો પણ મળી રહે છે પરંતુ આયુષ્ય લાંબુ ભાગ્યેજ હોય છે. કારણોમાં મતભેદ, ઇર્ષ્યા, કલહ જાણીતાં છે. અહિંનું યુવકમંડળ સ્થપાયા પછી તેણે જે કાર્યપદ્ધતિ ગ્રહણ કરી હતી તે આશાજનક હતી. પ્રાંતિક સંમેલન ભરવાનો પ્રયત્ન ઉપાડી લેવાનો તેનો ઠરાવ જાણી અત્યાનંદ થયો હતો. પરંતુ દૈવયોગ કે એજ પ્રાંતિક સંમેલન ભરવાના પ્રયત્નના ઠરાવમાં અણછાજતી ટીકાઓ ઉભી થવા પામી અને પરિણામે યુવકમંડળ પણ મૃત દશાને અનુભવતું થયું! મારી ઝીણવટ ભરી તપાસમાં કલહનું મૂળ ત્યાંનું ગેધરીંગ થઇ-પડયું છે! એક યુવક કે જેઓ સમજુ છે, શાણા છે, વિચારક છે, વિદ્વાન છે, છતાં અંગ્રેજી વિદ્યાના અનુભવે, કંઇક છોકરવાદીપણાના પ્રભાવે પોતાને મનગમતો પાઠ ન મળવાથી કલહના બીજ રોપાયાં! ગેધરીંગ ગગનમાં હવા ખાવા ગયું! અને પેટનો

ભળ્યો ગામ બાજે એ ન્યાયે તેઓ બાહ્યથી ચડયા ભાવનગરની જ્ઞાતિની બહારે! બેશ પોશ હુબેડયા અને અત્યારમાં ગયેલી વાતને તાજી કરી જ્યારે ભાવનગરના સમજુ શાણા, વિદ્વાન, વિરલ નરોએ ભાવનગરના ઉપર થએલા કહેવતા આક્ષેપોને કાર્યકર્તાઓની ભૂલરૂપ ગણી જતા કર્યા. દુભરૂમાં બન્ને ભાઇઓની વાતો સાંભળી, અને થએલ ભૂલને દાબી દેવા શિખામણ અપાઇ. પણ છાપે ચડયા સિવાય મનનો ઉભરો ન સમાયો! શું જ્ઞાતિના છાપાઓના અધિપતિઓને પણ આવી વૈમનસ્ય ઉત્પન્ન કરાવનારી અર્થહીન બાબતો છાપતાં વિચાર કરવાની ફુરસદ નથી મળતી! ટીકા કરવી એ તંત્રીની ફરજ છે, ટીકા-ચર્ચાને સ્થાન આપવું એ પણ ફરજ છે, છતાં જેમાં અર્થ નથી, જેનાથી લાભ નથી, ઉલટી હાની અને વૈમનસ્ય ઉભા થવાનો સંભવ હોય ત્યાં તેઓએ બહુ વિચારવું જોઇએ. આ ચર્ચાથી ફળ એ મળ્યું કે પાંતિક સંમેલન ઉપર હાલ તો તાળું દેવાયું! અથવત યુવકમંડળ તરફથી નીમાયલા કાર્યકર્તાએ જો પદ્ધતિસર કામ લીધું હોત, મહુવાની જ્ઞાતિને યુવકમંડળના ઠરાવ સાથે સામેલ કરી હોત અને ભાવનગરની કામગીરીને આવેશભરી ભાષામાં યુવકમંડળની સભાને વિદિત કર્યા સિવાય શ્રીમાળી શુભેચ્છક તથા શ્રીમાળી અભ્યુદયમાં પ્રસિદ્ધ નકરી હોત તો પરિણામ આવું ન આવત એ નિર્વિવાદ છે! ઘણીવાર સત્યવાત પણ આવેશભરી ભાષામાં વિપરીત પરિણામ લાવે છે એ બીના અનુભવી યુવક કામદારોએ ન ભુલવું જોઇએ

યુવક મંડળની સભા બોલાવી, સભાસદો બધા હાજર ન થઇ શક્યા. પરંતુ થયા તેમાં ગઇ ગુજરી ભુલી જઇ પુનઃએક દીલથી કામ કરવા વિનંતિ કરી મંડળના દફતરને વ્યવસ્થીત રાખવાની પણ વિનંતિ કરી. વ્યવસ્થા વગર યા તો બેકાળજીથી કામ કરનારાઓના ઉત્તમ કામની પણ ઘણીવાર ફજેતી થએલી જોવામાં આવે છે. વળી આ સ્થળે એક વાત લખી દઉં. કામ કરનારાઓએ દેખાવની દૃષ્ટિએ કામ કરવાનું નથી પરંતુ અંતઃકરણપૂર્વકની સેવા ભાવનાએજ કામ કરવાનું હોય છે; આવી ભાવનાએ કામ કરનારાઓ માનાપમાન કે કોઈ પણ પ્રકારના અન્ય વિઘ્નોથી પાછા નથી હઠતા, તેમની મનોવૃત્તિ તો કાર્યસાધના તરફજ હોય છે અને અંતે તેમાં તેઓ ફતેહમંદ થાય છેજ.

કુળદેવીના દરબારમાં જ્ઞાતિભાઇઓ મારી વિનંતીથી એકત્રિત થયા. સારી સંખ્યામાં થયા હતા. મારે જે કંઈ કહેવાનું હતું તે કીધું. યુવક-

મંડળના કાર્યકર્તાઓને વૃદ્ધ અનુભવીઓના ટેકાની સહાયતાની આવશ્યકતા, ભાવનગરની ભાવી મનોદશા અને પ્રાસંગીક પરિસ્થિતિ સાથે પ્રાંતિક સંમેલન ભરવાની જરૂરીઆત, મહાસભાના ઠરાવોની સમજણ વિગેરે વિષય વિસ્તારથી ચર્ચ્યા. કેટલાક સવાલના જવાબો પણ આપ્યા. એકંદરે મહુવાની જ્ઞાતિ બધી રીતે ઉત્સાહ પૂર્ણ અનુકુળ જણાય, લીંબડી પરિષદના થએલા ઠરાવોને અમલમાં મુકવામાં આવશે એમ જણાવાયું. ગ્રામ્ય સમિતિનું કાર્ય યુવકમંડળે કરવા ઠર્યું. વિશેષમાં વયોવૃદ્ધ શ્રીમાન્ શામજી વજેરામ તરફથી પ્રાંતિક સંમેલન કરતાં મહા સંમેલન ભરવાની જરૂરીઆત વધારે છે એમ જણાવ્યું અને મહુવા એક ખૂણા ઉપર હોવાથી મહા સંમેલન માટે વધારે અનુકુળ સ્થળ ન હોય, ભાવનગર એ કાર્ય ઉપાડી લે તો મહુવા શક્તિ પ્રમાણે ફાળો આપવા તૈયાર હોવાનું વચન પણ અપાયું.

એક ચર્ચાસ્પદ વિષયનો નિર્ણય પણ અહિંજ આવી ગયો યુવક મંડળ પાસે રૂા. ૨૦૦ જેટલી સિલિક હતી તે અને વિદ્યોત્તેજક ફંડની સિલિક સવાસો ઉપરને આશરે હતી તે એકત્ર કરી તેમાં શ્રીમાન્ શામજી વજેરામે પોતાના વડીલ સ્વ. હરિભાઈ વિઠ્ઠલના નામે રૂા. ખો ઉમેરી તેના વ્યાજમાંથી ભણતા વિદ્યાર્થીઓને ઇનામો આપવાનું મંદ પડેલું કાર્ય પુનઃ હાથ ઉપર લેવાયું.

હાલ જો કે મહુવામાં તડા નથી, જ્ઞાતિભોજન એક પંક્તિએ થાય છે પણ કેટલાક કલહપ્રિય ભાઇઓ અગાઉના કલહને ભુલ્યા નથી જણાતા. એક બીજા સાથેના વ્યવહારમાં તે ચાલુ રાખી રહ્યા છે એ દીલગીરી ભર્યું છે. અહિં બધા સામવેદીજ છે, કળીયણુના ઘર થોડાં છે, એક બે કુટુંબ રાજકોટની દાબીરીમાં ભળ્યાં છે જ્યારે છુટથી થતા વિક્રય માટે મહુવા વખણાય છે! કરેલા વેવિશાળો વિના અપવાદે મુકતાં કોઇને કોઈ અટકાવનાર નથી. જ્ઞાતિ બંધારણ નામનું છે-સુવ્યવસ્થિત હાલના સમયમાં જોઇએ તેવું તો નથીજ! જ્ઞાતિ આર્થીક દશામાં સાધારણ છે. થોડાક વેપારી છે, થોડાક નોકરીઓ કરે છે. કેવળ ભિક્ષાવૃત્તિ ઉપર તો થોડાકજ રહ્યા છે એ આનંદની વાત છે! શ્રીમાન્ શામજી વજેરામનું કુટુંબ ધંધામાં અને સ્થિતિમાં આગળ પડતું છે. કેળવણી પણ પ્રમાણમાં છે. હું તો સર્વ ભાઇઓ હૃદયનો મેલ મુકી ઐક્ય કરે એવુંજ ઇચ્છું છું.

ભાવનગરઃ—વ્યાપાર, વસ્તી, ઉદ્યમ અને આબાદિમાં કાઠિયાવાડનું જેમ નાક છે તેમ બત્રીસ પાયરના શિરછત્રરૂપ આપણી જ્ઞાતિના ૨૫૦

થી ૩૦૦ સુધીના ઘરોની વસ્તીવાળું, કેળવણી, ધંધો રોજગાર, ગૃહસ્થાઈ અને ઉદારતામાં આપણી વસ્તીવાળા સ્થળોમાં નાકરૂપ છે. જેમ ભાવનગરમાં રામરાજ્ય પ્રવર્તે છે તેમ આપણી જ્ઞાતિમાં પણ રામરાજ્યજ પ્રવર્તે છે. નથી કોઈનાપર અંકુશ, નથી જ્ઞાતિના આવકના પૈસાનો એક હયું મેળ! કે નથી કોઇને જવાબદારીની કીંમત! જેના હાથમાં જેટલાં નાણાં આવ્યાં તે સરખાં. ન કોઈ ઉઘરાણી કરે, ન તેઓ આપવા જાય! આવી પરિસ્થિતિમાં મોટી આવકવાળી નાતની સિલિક સંરક્ષણકારક ન હોય એ નવાઈ છે! આવી સ્થિતિ છેલ્લા દશેક વર્ષથી થતી આવી છે અને તે ઉત્તરોત્તર અવ્યવસ્થિતજ થતી જોવાય છે. શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઈ જેવા પણ આવી બાબતમાં અમુક સંયોગોવશાત્ મૌન્ય રાખી ચાલતી અંધાધુંધી ચાલવા દે એ દીલગીરીભર્યું તો ખરૂંજ! અગાઉના એક હયું બંધારણમાં આવી અવ્યવસ્થા નહોતી એમ તો કહેવુંજ પડશે. અત્યારે તો ઘર ઘરના પટેલ છે! મોટાઓને પણ પોતાનું માન સાચવવાની કાળજી રાખવી પડે છે!

આવી પરિસ્થિતિમાં મહુવાના યુવકમંડળના મંત્રીઓની પ્રાંતિક સંમેલન ભરવાની વિનંતિ ક્યાંથી સ્વિકારાય? લીંબડીની મહા પરિષદમાં આમંત્રણ આપવાને તૈયાર થએલું ભાવનગર ત્રીજે દિવસ પાણીમાં બેસી ગયું એ પણ એનેજ આભારી છે! નહિતો પ્રાંતિક સંમેલન તો શું પણ ભાવનગર મહા સંમેલન બોલાવી શકે તેમ છે. અરે! ભાવનગરના એક બે ગૃહસ્થોજ ધારે તો મહા સંમેલન બોલાવી શકે તેમ છે. પરંતુ ઉત્સાહ કાર્યદક્ષતા અને જ્ઞાતિઉદયની ભાવનાની ખામી છે! અમુક તકરારને આગળ કરી મોટો વિક્ષેપ ઉભો થવાનો ભય બતાવાય છે અને તેમાંયે જ્યાં પક્ષાપક્ષી હોય ત્યાં આગેવાનો કે યુવાનોને શો દોષ આપી શકાય? ધરમ કરતાં ધાડ ઉભી થવા જેવી સ્થિતિ હાલ ભાવનગરની છે એ નિઃશંક છે પણ જો યુવાનીઆઓનો ઉત્સાહ, વડિલોની સંમતિ અને વિદ્વાનોની સહાયતા મળી આવે તો એજ ભાવનગર એક ક્ષણમાત્રમાં એક થઇ પ્રાંતિકને બદલે મહા સંમેલન બોલાવવા તત્પર બની જાય ખરૂં! પરમાત્મા ભાવનગર વાસીઓને આવી સદ્બુદ્ધિ આપો એજ અંતરોર્મિ!!!

ભાવનગરમાં બધાય સામવેદી છે. થોડાક કુટુંબો નામશીન દેશાવરમાં પંકાતા થઇ ગયા છે. કજિયણ બાઇઓનો જથ્થો પણ ઠીક છે! કમિટીમાં ભળેલાગે ઘર છે. તેમ કજિયણ નહિં છતાં દીકરીઓ મદત આપનારા કુટુંબો પણ છે. વિદ્યા ભાવનગરમાં ઘણો શોભે છે. ઘણે ભાગે ભાવ-

નગરવાસી બહારગામ કન્યાઓ આપવા ખુશી નથી હોતા. મોટો ભાગ નોકરી પર ચઢી ગયો છે. જુદા જુદા તડ છે પણ જ્ઞાતિ ભોજન તો એકજ થાય છે અને તે મરજીઆત છે. ભવ્ય માતાજીનું મંદિર, વિશાળ વાડી અને જ્ઞાતિની દુકાનો તેમજ એક બે ઘર જેવી પણ મિલ્કતો છે. કેળવણી વધારેમાં વધારે અહિં છે. લાયબ્રેરી, શ્રીમાળી શુભેચ્છક સભા, સેવામંડળ જેવી સંસ્થાઓ છે પણ તેનો લાભ જોઇતા પ્રમાણમાં નથી લેવાતો એ યુવકોની ખામી છે! મદદ જોઇએ તેટલી મળી શકે તેમ છે, ઉત્સાહથી વ્યસ્થિત કામ કરનારાઓની જરૂર છે, એકયતા ફેલાવવાની જરૂર છે, જ્ઞાતિ સેવકોએ સેવા ભાવના કેળવવાની જરૂર છે. જ્ઞાતિબંધારણ વ્યવસ્થિત કરવાની જરૂર છે.

જુનાગઢઃ—ગિરનારની તળેટીમાં આવેલા સૌરાષ્ટ્રના પ્રાચિન ઇતિહાસમાં રાખેંગાર જેવા પ્રજાપ્રિય નૃપતિ અને સતિ રાણકના સતિત્વનાં ગૌરવરૂપ દુનિયામાં દિવ્ય બનેલા જુનાગઢમાં આપણી જ્ઞાતિનું ગૌરવ જોઇએ તેવું નથી. ફક્ત ૧૫-૧૮ ઘરો છે. તેમાં સામવેદી છે. યજુર્વેદી તો એક બેજ છે. આ બધાં કુટુંબો મુળ તો પોરબંદર તરફના જથ્થામાંથી આવેલા. તેમનો વ્યવહાર પોરબંદર, માંગરોળ, વણથલી વિગેરે સાથે છે. તેઓના નાના દેશતેડાની કંકોત્રી પણ એ પાંચ ગામોમાંજ લખાય છે. કન્યાઓ મોટભાગે ત્યાંજ અપાય છે, સામસામા કે ત્રેખડ થાય છે પણ વિક્રય નથી થતો એમ કહેવામાં આવ્યું છે. સંપ સારો છે. યજમાને વૃત્તિ ઉપરજ આધાર છે. કાર્યભાર એક હથ્થુ છે. જગન્નાથજીનું મંદીર શ્રીમાળી વાસમાંજ છે. હાલમાં યાત્રા માટે આવતા ભાઇઓ સારૂં ત્યાં ધર્મશાળા બંધાવવામાં આવી છે. જો આ ભાઇઓને કેળવવામાં આવે તેમજ તેઓનો સંબંધ વિશાળપણે પથરાય તો લાભ થવા સંભવ છે. જ્ઞાતિ ઉન્નતિનો ઉત્સાહ છે; કહ્યું કરે તેવા છે; આગળ પડે તેવા ધગશવાળા નથી. તેટલી કાર્યદક્ષતા પણ નથી.

ડીસાકેમ્પઃ—પાલનપુર એજન્સીમાં ડીસાકેમ્પ આવેલું છે, ડીસા સ્ટેશનથી બે માંઇલ છે. ત્યાં આપણા ૨૦ થી ૨૫ ઘરો છે; ૫-૬ સામવેદી અને બીજા યજુર્વેદી છે, બે ત્રણ ૠગ્વેદી પણ છે. અથર્વવેદી પણ આપણી જ્ઞાતિમાં હોવાનું અહિં સાંભળ્યું છે. બધા ભાઇઓ કેમ્પ વસ્યા પછી ઝાલોર, જોધપુર વિગેરે તરફથી અહીં આવી વસ્યા છે. બધા મારવાડીજ છે. કર્મકાંડી અને વેદપાઠી ઘણા છે. પરંતુ ધંધો તો યજમાન વૃત્તિનોજ છે. તેઓના રીતરિવાજો આપણાથી ઘણા ભિન્ન છે. તેઓ ધર્મ-

ચુસ્ત છે અને જુગ પ્રથાને વળગી રહેનાર છે. તે સુધારાને ઇચ્છતા નથી. ઘણાના ઘરો સ્વસ્થોગમાંજ છે. દેખાવમાં ગરિબ. ધંધામાં યજમાનવૃત્તિ હોવા છતાં બે પૈસે સુખી છે. કાઠિયાવાડ, ગુજરાતનો મોટો ભાગ ગરિબ છે તેવા નથી. પ્રેમાળ અને આદરસત્કાર કરનારાવાળા છે. આ તરફ લગ્ન વખતે કન્યાને સાથે તેડી જાય છે. આપણી જેમ પાધર ઉતારી લેતા નથી.

પાલનપુરઃ—એ નવાબી રાજ્યમાં પણ ૧૨–૧૫ ઘર મારવાડમાંથી યજમાનવૃત્તિ માટે આવી વસેલા છે. ડીસાકેમ્પના સગાઓ ઘણા છે. આ તરફ સામવેદી, યજુર્વેદી વિગેરે વેદનો ભેદ નથી. જેમ ખાવાપીવાનો વ્યવહાર તેવોજ કન્યા લેવા દેવાનો છે. વિક્રય કરનારા ભાગ્યેજ છે પણ સામસામું અને ત્રેખડ તો પુષ્કળજ થાય છે. આધુનિક કેળવણીનો અભાવ છે.

"પ્રેમી."

(૫) આ મંડળ સમસ્ત રૂપિકુમારોની સંમતિથી નિશ્ચય કરે છે કે શ્રીમાળી બ્રાહ્મણ સમ્મેલનના દ્વિતિયાધિવેશનમાં પસાર થએલા ઠરાવો સંપૂર્ણરીતે પાલન કરાવવા પ્રયત્ન કરવો.

ત્યારબાદ આવતા વર્ષ માટે કાર્યવાહક અધિકારીઓ નિમાયાબાદ સમ્મેલનનું કાર્ય પૂર્ણ થયું હતું.

---

## રાજા મહારાજાઓ

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપટનો, નામદાર લેડી વાઇસરોયના લેડી ઓનરરી એ. ડી. સી., પોલીટીકલ એજંટ, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સરજ્યનો, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો નહીં દેશી અને યુરોપીયન અમલદાર અને ગૃહસ્થોમાં

## બાદશાહી યાકુતી

નામની જગજાહેર દવા બહુ વપરાય છે એટલે તે ઉપયોગી-તાની નિશાની છે—ગવર્મેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનેલાઇઝ થએલ છે.

## બાદશાહી યાકુતી

આ તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મર્દાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી.

૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઉંસ એકની, ડબીના રૂપીઆ આઠ.

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

Reg. No. B. 1442

# श्रीमाळी शुभेच्छक.

सत्यंवद । धर्मंचर । स्वाध्यायान्माप्रमदः । उपनिषद्
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ श्री. भ. गीता.

वर्ष ५ मुं. ] सप्टेम्बर–१९२४. [ अंक ९ मो.

## વિષયાનુક્રમણિકા.




तंत्री अने प्रकाशक
त्र्यंबकलाल शिवशंकर त्रिवेदी, एम. ए.
दोलतखाना, ४६०३-०६—अमदावाद.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં ચંદરરાવ અમૃતરાવે છાપ્યું.
વાઘેશ્વરીની પોળ, રાયપુર—અમદાવાદ.

# શ્રીમાળી શુભેચ્છક.


इच्छन्शुभं यः स्वपरस्य नित्यं कृन्तत्यशुभं कुलदेवी तस्य।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाळी. शुभेच्छक इच्छतीदयम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનુ અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સૂત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. રા. મ. સપાચી)

પુ. ૫ મું.] સપ્ટેમ્બર-૧૯૨૪ [અંક ૯ મો.


## મુકૂલ.

નાથ! ત્હારી સૃજનવાડીમાં વિચરતાં વિચરતાં એક મધુર મુકૂલ હાથ લાગ્યું છે.

એની મીઠાશથી મન મસ્ત બને છે, એના પમરાટથી દિલ બહલાય છે, એના પ્રકાશથી અંતર પ્રફુલ્લિત થાય છે, એની કોમળતાથી કાળજું ઠરે છે.

એની પાંખડીએ પાંખડીએ પીયૂષ ટપકે છે, એનાં આછાં આછાં હાસ્યે મોતી ઝરે છે, એનાં ડોલનમાં દુધમધુરતા દીપે છે.

મ્હારા પ્રભુ! નરી સરલતાની મૂર્તિ શું એ મુકૂલ તો ત્હારૂં જ છે. ત્હેં મ્હને સાચવવા આપ્યું: મ્હને એટલો ત્હારો વિશ્વાસપાત્ર તથા સ્નેહભાગી બનાવ્યો.

કહેશે શો પાડ માનું પિતાજી!

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

# દાન આપવાના નિયમો.

વ્હાલા ભાઇઓ, આપણો આર્યનો મુખ્ય ધર્મ દાન આપવાનો છે. તે દાન આપવાની રીતમાં ચાલુ જમાના પ્રમાણે મારા ધારવા પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે, જે મારા ગ્નાતિ બંધુઓની પાસે રજુ કરૂં છું તે તરફ સૌ ભાઇઓ પોતાનું ધ્યાન જરૂર ખેંચશે અને વિચાર કરશે.

ભાઇઓ, જ્યારે આપણે કોઈ સારા કામમાં પૈસા ખર્ચ કરવાના હોય ત્યારે આપણે બહુજ વિચાર કરીને જેમ તેનો સારામાં સારો ઉપયોગ થાય તેમ કરવું જોઇએ. કારણ કે પૈસા એ કાંઈ ફેંકી દેવા જેવી વસ્તુ નથી. એ તો જો આવડે તો સાર્થકતા કરી લેવાની ચીજ છે. આપણને આપણા ગોર અને જુના વિચારના પાડોશીઓ બતાવશે કે જાત્રા કરી આવો; કે ગૌદાન કરો, બ્રાહ્મણો જમાડો, મંદીરમાં સામગ્રી મોકલો, ને નાતમાં લ્હાણું કરો, એટલે બસ; પણ મને તો લાગે છે કે એટલેથી કાંઇ આપણી ફરજ પુરી થયેલી ગણાય નહિ આપણે તો તે કરતાં કાંઇક વધારે કરી બતાવવું જોઇએ. અમારા ગુરૂ કહેતા હતા કે હવે તો આપણે જેમ વધારેમાં વધારે ઉપયોગી થઇ શકાય તેવી રીતે પૈસાનો ઉપયોગ કરવો જોઇએ. કારણ કે આપણા શાસ્ત્રોમાં દાન આપવાના જે જે પાત્રો કહ્યા છે તેવા ગ્નાની, તેવાં તપસ્વી, તેવાં નિસ્પૃહિ ને તેવા લાયક માણસો હાલના જમાનામાં મળી શકે તેમ નથી. આપણા પુરાણોમાં દાન આપવાની જે જે ચીજો ગણાવેલી છે, તે તે ચીજોથી હાલના જમાનાનાં માણસોની અંતર વૃત્તિ તૃપ્ત થતી નથી. આપણા શાસ્ત્રોમાં દાન આપવાના જે જે સમય અને જે જે સ્થાનો નક્કી કરેલાં છે, તે સર્વે પ્રસંગોને હાલના સર્વે લોકો પુરેપુરી રીતે જમાનાના ફેરફારને લીધે કબુલ રાખી શકતા નથી અને આપણા શાસ્ત્રોમાં દાન આપવાની જેટલી આગ્ના છે તેનો હજારમો ભાગ પણ આપણે પાળી શકતા નથી. માટે આપણી દાનવિધિઓમાં સ્હેજ ફેરફાર કરવો જોઇએ.

આપણે સમજવું જોઇએ કે જે જે વખતે આપણા ઋષિયોએ દાન આપવાના નિયમો બતાવ્યા ત્યારે કાંઇ હાલના જેમ "બોલતાં બંધાય અને છીંકતાં દંડાય" તેવા કરોળીઆની જાળ જેવા કાયદા નહોતા. તે વખતે

પ્લેગ અને ઇન્ફલુએન્ઝા નહોતાં, તે વખતે વીલાયતી દવાઓની બાટલીઓની પધરામણી થઇ નહોતી, તે વખતે કાંઇ ઉપરા ઉપર દુષ્કાળ પડતા નહોતા. એટલે તેઓના બધા નિયમો નભી શકતા હતા. પણ હાલમાં મામલો ફરી ગયો છે માટે આપણી દાનવિધિમાં ફેરફાર થવો જોઇએ.

હવે તો આપણે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી જોઇએ. નવી બોર્ડીંગો બંધાવવી જોઇએ, જ્ઞાતિ સુધારણા માટે પરિષદને આમંત્રણ કરવું જોઇએ. નવી શોધ કરી શકે તેવા કારીગરોને મદદ કરવી જોઇએ. નવા નવા રોગ વધતા જાય છે તે દુર કરવા વૈદકને ઉત્તેજન આપવું જોઇએ. આપણી જ્ઞાતિમાંથી જેઓ વટલી જાય છે તેઓને સમજાવીને પ્રાયશ્ચિત કરાવીને પાછા નાતમાં લાવવા મદદ કરવી જોઇએ. નાતમાં જે જે જુલમ છે અને જે જે વ્હેમ છે તે દુર થાય તેવા ઉપાયો લેવામાં ધ્યાન આપવું જોઇએ. બહારના બધા ઝઘડા છોડીને અંતરમાંથી એક થાય તેવા પ્રયત્નમાં મદદ કરવી જોઇએ. આપણા સંતાનો ઘેરેઘરે ભીખ માગે છે અને અતિશય દુઃખી થાય છે તેઓને ધંધા રોજગારે લગાડવામાં મદદ કરવી જોઇએ. આપણા ઉત્તમ શાસ્ત્રોના સાચા અર્થો સમજાવવા જોઇએ. ગરીબ વિધવાઓ કે જેઓ હાડમારી અને દુઃખ ભોગવે છે અને જેના શ્રાપો આપણી જ્ઞાતિને લાગેલા છે તેઓને ભરતાં ગુંથતાં શીખવાની, લખતાં વાંચતાં શીખવવાની ને આબરૂથી ગુજરાન કરી શકે તેવી જાતની સગવડ કરી આપવામાં મદદ કરવી જોઇએ. વેપાર ધંધો ખીલવવા માટે લોકો પરદેશ જઈ શકે તેવી બાબતમાં મદદ કરવી જોઇએ અને પોતાના જાતભાઇઓને સૌએ જ્યારે બને ત્યારે યથાશક્તિ બનતી મદદ કરવી જોઇએ. આવી રીતના જમાનાને અનુસરતા દાન કરતાં આપણે શીખશું તોજ આપણે અને આપણી પ્રજા સુખી થઇશું. માટે ભાઇઓ પરમ દયાળુ પરમાત્માને રીઝવવા માટે જેમ ધર્મ વધે, આપણા દુખીયારા ભાઇઓ સુખી થાય અને આપણી પાયમાલ થતી જ્ઞાતી આબાદ થાય તેવી જાતનાં દાન કરો! એ આપણા પવિત્ર શાસ્ત્રોનો ઉપદેશ છે. માટે પ્રભુની કૃપા મેળવવા માટે કીર્તીની ઇચ્છા છોડી દઇને જમાના અનુસાર યથાશક્તિ દાન અવશ્ય કરો!

બી. એમ. ઓઝા.

# आशाजनक युवान ज्ञातिबंधुनो खेदकारक स्वर्गवास.



ભાઈ નંદલાલનો જન્મ સંવત્ ૧૯૫૧ માં અષાડ સુદ ૧૨ ને બુધવારના રોજ થયો હતો. નાનપણમાં તેઓ બહુ ચાલાક અને શરીરે મજબુત હતા. ભણવામાં બહુ જ કુશાગ્ર હોઈને તેમણે તેમના શિક્ષકોની ઘણી પ્રીતિ મેળવી હતી. તેઓએ ઈ. સ. ૧૯૧૨ ની સાલમાં ભાવનગર આલ્ફ્રેડ હાઈસ્કુલમાં ભણીને મુંબાઈ યુનીવર્સિટીની મેટ્રીકની પરિક્ષા પસાર કરી, ત્યારબાદ તેઓ સામળદાસ કોલેજમાં ઈન્ટરમીડીએટ સુધી પહોંચ્યા, પરંતુ અમુક સંજોગોને લઈને, અભ્યાસ છોડી દેવાની તેમને ફરજ પડી. તરતજ તેઓએ, સત્યપરાયણ જીંદગી ગાળવાને બંધબેસતો શિક્ષક તરીકેનો ધંધો પસંદ કર્યો, અને સુરત જીલ્લામાં કંડોદની સ્કુલમાં, અને ત્યારપછી માણાવદરની સ્કુલમાં હેડમાસ્તર તરીકેની કીર્તિમય કારકીર્દી ભોગવી ઈ. સ. ૧૯૧૯ માં, તેઓએ ભાવનગર દક્ષિણામૂર્તિ ભુવનમાં એક સારા શિક્ષક તરીકેની જગ્યા પ્રાપ્ત કરી, અને તે સંસ્થાના આજીવન સભ્ય થયા. તે ભાઈએ તેમની જીંદગીનો સારામાં સારો વેગ આ સંસ્થામાં ભજવી બતાવ્યો, અને ઘણાય મનુષ્યોને ચકિત કર્યા. અહીંઆ રહીને તેઓએ એક શિક્ષક રીતેની ઘણીજ ઉચ્ચ કોટિની ફરજો બજાવી-સારા નિબંધો લખ્યા, છટાદાર વિવેચનો કર્યા, અને સાચા મિત્રો કર્યા. હાલ દક્ષિણામૂર્તિમાં જે રમ્ય અને સુંદર મકાનો જોવામાં આવે છે તે તેમના શ્રમને અને ખંતને આભારી છે. તેઓએ મુંબાઈ, અલ્હાબાદ અને કલકત્તા જઈને દક્ષિણામૂર્તિને માટે સારૂં ફંડ એકઠું કર્યું હતું. તેઓ આચાર્ય નૃસિંહપ્રસાદના જમણા હાથ હતા એમ કહીએ તો ચાલે. આ સંસ્થામાં લેવાતી શિક્ષકોની પરિક્ષામાં તેઓ પહેલે નંબરે પાસ થયા હતા, અને મેડલ મેળવવાને ભાગ્યશાળી થયા હતા. (નીચે જણાવેલ ઠરાવ કરીને, આ સંસ્થાએ તે ભાઈ પ્રત્યેનો સદ્ભાવ બતાવી આપેલ છે) બનવાકાળ તેઓએ આ સંસ્થા અસ્પૃશ્યતાના મતભેદને લીધે, ઈ. સ. ૧૯૨૩ ની સાલમાં છોડી અને મુંબઈમાં, શ્રી દશા ઓશવાળ સ્થાનકવાસી જૈન પાઠશાળાના હેડમાસ્તર થયા. ત્યાં તેમણે તેમની વિદ્વતા

ગણાય છે. જુવાનીઆ પણ માને છે કે વરાવવાનું કામ એ તો ઘરડેરાઓનું. લગ્નથી જોડાવું એ ઘરડાં માબાપોને નથી હોતું. જુવાન પુત્ર પુત્રીઓનેજ હોય છે. લગ્ન શબ્દ ઉચ્ચારવામાં પણ શરમ માનનાર જુવાનીઆઓના વિચારો, આદર્શો વગેરે માબાપ કેવી રીતે સમજી શકે? તેથી વૃદ્ધનો અનુભવ અને યુવાન પુત્ર પુત્રીઓની વૃત્તિઓ, વિચારો અને આદર્શો એનો સુસંયોગ થઇ લગ્નસંબંધ કરવામાં આવે તોજ લગ્નસંબંધ સુખદાયક નીવડે. અક્કલનો ઇજારો ધરાવનાર માબાપે ઉતાવળ ન કરતાં પોતાના પુત્ર-પુત્રીઓને યોગ્ય વય સુધી માનસિક વિકાસ પામવાં દેવાં અને તેઓ પોતાની વૃત્તિઓને સમજી શકે, જીવનના આદર્શોને સમજી શકે તેટલી વયે પહોંચે ત્યારબાદ કુટુમ્બમાં લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થવો જોઇએ અને માબાપે જાતે લાકડે માંકડું વળગાડી દેવાને બદલે પુત્ર-પુત્રીઓના વિચારો અને ઇચ્છાઓ સમજી પરસ્પર અનુમતિથી લગ્ન સંબંધ બાંધવામાં આવે તોજ આપણો લગ્નનો પવિત્ર આદર્શ ઉચ્ચ અને હિતકારી બને. માબાપોએ બાળલગ્નની વેદિમાં પોતાના પુત્ર-પુત્રીઓની આહુતિ આપી દેવાની ઉતાવળ કરવી ઘટતી નથી. સારી રીતે માનસિક વિકાસ પામેલ પુત્ર પુત્રીઓએ લગ્ન જેવા મહત્વના પ્રશ્નમાં માતપિતા સાથે છૂટથી વાત કરવામાં જરાપણ સંકોચ ધરવો ઇષ્ટ નથી. અપૂર્ણ.

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.

# ज्ञाति उन्नतिना रस्ता.

( गतांकथी चालु. )

સામાજિક ઉન્નતિના ચતુર્વિધ ઉપાય અને તેજ પ્રમાણે જ્ઞાતિ ઉન્નતિના પણ ચાર મુખ્ય ઉપાય ગયા અંકમાં દર્શાવવામાં આવ્યા છે. આ ચતુર્વિધ ઉપાયો પાર પાડવા આપણે દરેક જ્ઞાતિજન શું કરી શકીએ તે દર્શાવવાની જરૂર રહે છે.

એ ચતુર્વિધ ઉપાયોમાં પ્રથમ ઉપાય-જ્ઞાતિસંગઠનનો છે. જ્ઞાતિ સંગઠન માટેની જ્ઞાતિની દરેક વ્યક્તિમાં જ્ઞાતિભાવ પ્રદીપ્ત થવો જોઇએ. એ જ્ઞાતિ ભાવ આપણામાં જોઇએ તેવો હજુ પ્રદીપ્ત થયો નથી. બીજી કોમો પોતાના જ્ઞાતિબંધુઓ પ્રત્યે અત્યંત મમતા ધરાવે છે. આપણને હજુ તે શીખવાનું બાકી છે. નાગર લોકો પોતાની કોમના માણસોને દેશી રાજ્યોમાં અમલસ્થાને મૂકવાને માટે પ્રયત્ન કરતા. એ પ્રયત્નો હજુ પણ થતા આપણે જોઇએ છીએ. તેવીજ રીતે દક્ષણી-મરાઠા લોકો માટે. જ્યાંસુધી દક્ષિણિ હોય ત્યાંસુધી મરાઠા લોકો બીજાને સારી જગ્યાઓ આપવા ઇચ્છતા નથી. તેમનું કોમીક અભિમાન અમુક દ્રષ્ટિએ નિંદવાલાયક હશે, પરંતુ તેમની કોમની ઉન્નતિની બાબતમાંતો તે એક મહત્ત્વની વાત ગણાવી જોઇએ. આપણામાં એટલું જ્ઞાતિ અભિમાન-એટલો જ્ઞાતિભાવ નથી. હજુ આપણે આપણા જ્ઞાતિબંધુને આપણાથી દૂર રાખવા પ્રેરાઇએ છીએ તે એટલે સુધી કે આપણા ખાસ ઓખાણા પણ આપણા ભેદભાવથી પ્રેરીત હોય છે. " શ્રીમાળી સામો મળ્યો સવાસું અહિત કરે " એવી આપણામાં એક કહેવત છે. આપણો જ્ઞાતિભાવ હજુ આ પ્રકારનો છે. આપણી ઉન્નતિ ત્યારેજ થઇ શકે કે જ્યારે જ્ઞાતિબંધુને જોતાં પોતાનું હૃદય મમતાની ઉર્મિથી ઉછળે, જ્યારે તેનું હિત કરવા માટે આપણે ગમે તેવો શ્રમ ઉઠાવવાને તત્પર થઇ શકીએ, જ્યારે તેને ઠેકાણે પાડવામાં, તેને સારી નોકરીમાં સારા ધંધામાં જોડી દેવા માટે પુરતો પ્રયાસ કરીએ, જ્યારે જ્ઞાતિના બાળકોને આપણાં પોતાનાં બાળકો ગણી તેમની બાહિ ઉન્નતિરૂપ તેમના માનસિક પોષણ માટે તેમની કેળવણી માટે આપણે યથાશક્તિ આપણાથી બનતું કરીએ, આપણી જ્ઞાતિની બાળ વિધવાઓને સત્પંથે દોરવા સેવાનું

નીતિ-ભક્તિ અને શીયળ જેવા મહાન સદ્‌ગુણો પ્રાપ્ત થઇ શકે છે તેવા મનુષ્ય જીવનને બેદરકારીમાં વેડફી દેવું ન ઘટે.

આપણા જીવનનો ક્રમ સ્વચ્છ આદર્શ જેવો હોવો જોઇએ. જેમ સ્વચ્છ દર્પણ (આદર્શ) માં જોનાર પોતાનું સ્વસ્વરૂપ યથૈવ જોઇ શકે છે, તેમ શુદ્ધ કર્તવ્ય પાલન કરનારનું ચારિત્ર્ય જોઇ અન્ય જનો પોતાનો માર્ગ નક્કી કરી લે છે શુદ્ધ વર્તનવાળો માણસ પોતે તરે છે અને બીજાને તારનાર બને છે. આવા જીવનને આપણે આદર્શ જીવન કહી શકીએ.

આદર્શજીવન ગાળવું એટલે પ્રભુએ આપેલી આ ક્ષણભંગૂર દેહનો સંપૂર્ણ સદ્‌ઉપયોગ કરવો. જેણે આદર્શજીવન ગાળ્યું તેણે પ્રભુના સર્વે આદેશ પાળ્યા કહી શકાય. આદર્શજીવન મનુષ્યને જ્ઞાનમાં-ધર્મમાં અને વ્યવહારમાં હમેશાં દષ્ટાંત રૂપેજ રાખે છે. તેવા જીવન માટે આપણે વિચાર કરીએ.

પ્રાચિન ઋષિ મુનીઓએ મનુષ્યજીવનના ચાર ભાગ કલ્પેલા છે. (૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ, (૪) સંન્યસ્તાશ્રમ. આ ચારે આશ્રમમાં ચાર પુરૂષાર્થ નક્કી કર્યા-(૧) ધર્મ (૨) અર્થ (૩) કામ અને (૪) મોક્ષ. આ ચાર આશ્રમ અને ચાર પુરૂષાર્થનું પાલન કરવા અને સર્વે કાળમાં સામાન્ય એવું સો વર્ષનું મનુષ્યનું આયુષ્ય નીર્મ્યું. ચારે પુરૂષાર્થ પ્રાપ્ત કરવા આયુષ્યના ચાર ભાગ કરી દરેક પુરૂષાર્થ માટે પચીસ પચીસ વર્ષ નીયત કર્યા અને તે મેળવવા યોગ્ય રસ્તા બતાવ્યા.

**બ્રહ્મચર્યાશ્રમમાં**:—વિદ્યા-તપ-જ્ઞાન-શીલ વિગેરે સદ્‌ગુણોરૂપીધર્મ મેળવવાનો છે. ન મેળવે તો મનુષ્યત્વ ગુમાવ્યું કહેવાય. જેમકે:—

येषां न विद्या न तपो न दानम् ।
ज्ञानं न शीलं नगुणो न धर्माः
ते मृत्यु लोके भूमि भारभूता ।
मनुष्य रुपेण मृगाश्चरन्ति ॥

અર્થ:—જેનામાં વિદ્યા તપ, દાન, જ્ઞાન શીલ, ગુણ કે ધર્મ નથી આ મૃત્યુલોકમાં ભૂમિને ભારે છે ને માણસના રૂપમાં મૃગની પેરે વિચરે છે.

**ગૃહસ્થાશ્રમમાં**—અર્થ પ્રાપ્તિ કરવી. પણ ચાલુ જમાનામાં જેમ ધનપ્રાપ્તિને પ્રધાનપદ આપી, નીતિ-અનીતિ જોયા વગર, શું કરવા યોગ્ય અને શું નહિ તેનો વિચાર કર્યાં વગર, પ્રપંચ-જુઠ અને એવા બીજા દોષ

પણ હલકા વર્તનથી કોઈ પણ રીતે પૈસો પેદા કરે તે હોશીઆર અને બીજા બાપડા, એવું જે માનવામાં આવે છે તે કોઈ પણ રીતે શ્રેયસ્કર નથી. જરૂર પુરૂષાર્થ કરવામાં આળસ ન કરવી. અર્થ પ્રાપ્તિમાં યોગ્ય ઉપાય બધા યોજવા પણ ધર્મને કે નીતિને વિસારવી નહિ. કહ્યું છે કેઃ—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

અર્થઃ—નીતિમાં નિપુણ લોકોની ભલે નીન્દા થાઓ કે સ્તુતિ થાઓ, લક્ષ્મી આવો કે તેની ઇચ્છા પ્રમાણે જાઓ, મરણ આજ થાઓ કે યુગાન્તરે પણ ન્યાયના રસ્તાગાથી ધીર લોકો એક પગલું પણ ચૂકતા નથી.

વાનપ્રસ્થમાંઃ—જગતની તૃષ્ણાઓનો ક્ષય કરી ભક્તિ મેળવવી. જે ભક્ત થાય છે તેને માટે

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અર્થ—જે ભક્ત મને અનન્ય ભક્તિથી ઉપાસે છે અને મારું ચિંતન કરે છે તેનો સર્વ ભાર ( યોગ અને ક્ષેમ ) હું વહન કરું છું—આવું શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણભગવાને અર્જુન પ્રત્યેનું કહેલું છે. એટલે આ આશ્રમમાં અનન્ય ભક્તિ થવી જોઈએ.

સંન્યસ્તાશ્રમઃ—આ આશ્રમ મોક્ષ માટે છે. મોક્ષ એટલે દુઃખમાંથી છુટવું. આ શરીરના આદિથી અંત સુધીમાં પારાવાર કષ્ટ રહેલાં છે. આ અપાર સંસારમાં મનુષ્યને સુખ કરતાં દુઃખના અનુભવો પણ થાય છે. અંતમાં સુખ માત્ર એજ છે કે આ જન્મ મરણરૂપી સંસાર યાતનામાંથી છુટી જગત્કર્તા પ્રભુના સ્વરૂપની ઓળખથી આ જ્ઞાનને કૃતાર્થ કરવું. આ આશ્રમમાં જ્ઞાન શુદ્ધ નિર્વિકારી અને પરમ આનંદરૂપ બને છે. શ્રીકૃષ્ણ ભગવાનનું વચન છે કે—

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥

यस्मान्नो द्विजते लोको लोकान्नो द्विजतेचयः।
हर्षामर्षभयोद्वेगै र्मुक्तोयः सचमे प्रियः॥

श्रीमद् भगवद् गीता।

અર્થ:—જે પ્રાણી માત્ર પ્રત્યે દ્વેષ કરતો નથી, સર્વના તરફ મિત્ર અને કરૂણા ભાવથી રહે છે, જે મમતા અને અહંકાર વિનાનો છે. સુખ અને દુઃખમાં જે સમાન છે. જે ક્ષમાવાળો, સંતોષી અને સદાયોગી છે, જેણે પોતાના આત્માને જીત્યો છે, જે દ્રઢ નિશ્ચયવાળો છે. અને જેણે મન અને બુદ્ધિ મારામાં અર્પણ કરી છે તે મારો પ્રિય ભક્ત છે. જેનાથી કોઇ પણ પ્રાણી ઉદ્વેગ પામતું નથી અને કોઇ પણ પ્રાણીથી જેને ઉદ્વેગ થતો નથી, જે હર્ષ-દ્વેષ-ભય અને ચિંતાથી મુક્ત છે એવો મનુષ્ય મને પ્રિય છે.

"શ્રીમદ્ ભગવદ્ ગીતા."

ઉપર વર્ણવેલા ચારે આશ્રમ સમજવા અને પાળવા જો દરેક જણ બનતો પ્રયાસ કરે તો નક્કી જાણવું કે ઉન્નતિ નજીક છે. દરેક માબાપ પોતે જે અવસ્થામાં હોય તેનું યોગ્ય પાલન કરે અને પોતાના પુત્રોને આશ્રમ ધર્મ પ્રમાણે કેળવણી આપવા પુરુષાર્થ કરે તો તેણે યોગ્ય કર્તવ્ય કર્યું ગણાય. ધન મેળવવાની અને વિધવિધ જાતના વિષયો ભોગવવાની લાલસામાં પોતાનો અને પોતાના સંતાનોનો વખત ગુમાવવો અને મનુષ્યના સત્ય સુખ પ્રાપ્તિના માર્ગોથી વીહીન રહેવું એ અંતે બહુજ દુઃખદાયક થશે. ગરીબી ભોગવી-જાત મહેનત કરી સુકો રોટલો ખાઇને પણ બાળકોને કેળવણી આપવા ચુકવું નહિ એજ માબાપોનો અસારનો ધર્મ છે. જે બાળકોમાં ઉપર વર્ણવેલો શુદ્ધ ધર્મ પાળવાના આદર્શ જીવન બનાવી મોક્ષ મેળવવાની શક્તિ છુપાઈ રહી છે, તેને પ્રગટ કરવામાં જે માબાપ અગર વાલી ચુકે તે કર્તવ્ય હીનજ ગણાય. નીતિ ગ્રંથો કહે છે કે—

प्रथमे नार्जीता विद्या द्वितिये नार्जीतं धनम्।
तृतीये नार्जीता भक्ति चतुर्थे किंकरिष्यति॥

અર્થ—પ્રથમ આશ્રમમાં જેણે વિદ્યા ન મેળવી; બીજામાં જેણે ધન ન મેળવ્યું, ત્રીજામાં જેણે ભક્તિ ન મેળવી તે ચોથામાં શું કરી શકે? કાંઇજ નહિ. એ રીતે મનુષ્યજીવન નિષ્ફળ જાય માટે મળેલા શુભ અવસરનો યોગ ચુકવો ન જોઇએ.

અંતમાં આ વિક્રમ સંવતના પવિત્ર નૂતન વર્ષે સર્વે પ્રાણી માત્રના

હૃદયમાં શુદ્ધ ભાવના પ્રગટે-સહુ પોતાનું કર્તવ્ય સમજે અને તે પ્રમાણે આચાર કરે, પરસ્પરના કલહ કંકાસથી દૂર રહી બંધુ ભાવના જાગ્રત કરે. સ્વાર્થની હદ રાખી સર્વનું શ્રેય સમજી એક બીજાના દુઃખમાં ભાગ લેવા બનતો પ્રયાસ કરે એજ અભ્યર્થના.

सर्वेऽपि सुखिनो सन्तु सर्वे सन्तु नीरामया।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग भवेत॥ अस्तु.

લી. દવે હરગોવિંદદાસ દુર્લભરામના પ્રણામ.

---

## " विचार--रत्न. "

ખરી દરિદ્રતા કઇ? પાસે પુષ્કળ સંપત્તિ હોય છતાં તેનો સદુપયોગ કેમ કરવો એ સુઝતું ન હોય તે

શહેરો ગામડાંની સુન્દરતા લૂંટી લાવે છે, છતાં પોતે સુન્દર બની શકતાં નથી.

વેપારીએ ધ્યાનમાં રાખવાના પાંચ મમ્મા-માલ, માણુસ, મુડી, મહેનત અને મગજ.

તપનું અજીર્ણ ક્રોધ, વિદ્યાનું અજીર્ણ અહંકાર અને અન્નનું અજીર્ણ વીષુચિકા ( કોલેરા ) છે.

સર્પ, વાઘ, દુષ્ટ, દુર્જન અને રાક્ષસનું ધાર્યું થતું હોત તો જગતનો પ્રલય થઇ જાત.

રક્ષક વગરનો આંબો, દુઝણી ગાય, એકલી અબળા, વણીકનો સંપ અને રસ્તામાં પાકેલી બોરડી ઉપર હાથ કોણ ન નાખે?

એક શ્રીમંતે એક મહાત્માને પોતાની દોલતમાંથી થોડો ભાગ સ્વીકારવાની પ્રાર્થના કરી; મહાત્માએ ના પાડી અને કહ્યું કે " તમારા મૃત્યુ પછી મારે સ્વાર્થના આંસુ ખેરવાં પડે એ સ્થિતિ મારે ના જોઇએ. "

ત્રણ પ્રસંગે આત્મ નિરિક્ષણ જરૂર કરજો સારી શુભ ક્રિયા કરી